ગાદીનો મહેલ

**પાઠ ૫૭ મો.**

અસર=ફળ; પરીણામ.
સફર (આ) વાહાણમાં બેસી જળમાર્ગે મુસાફરી કરવી તે.
શણગરચીજુ=ઘર શણગારને શોભતો સામાન
કારીગર (ફ) કસબી; હુનરનો જાણનાર.
ઇત્યાદી (સં) એ શીવાય; એ વગેરે.
સરજ્યાં=પેદા કીધાં
સરજનાર=પેદા કરનાર.

**પાઠ ૫૮ મો.**

ઇશ્વરપ્રર્થના (સં) પરમેશ્વરની સ્તુતી સ્મરણ
ભુમી (સં) જમીન.
તીક્ષ્ણ (સં) બારીક.
ભાનુ (સં) સુરજ.
ગુપ્ત (સં) છાનું.
નેણ (સં) આંખ.
ગીરી (સં) પર્વત.
વંદુ (સં) નમસ્કાર કરૂ.
અવીનાશ (સં) જેનો નાશ નથી તે, પરમેશ્વર. (અ—વીનાશ)
ગ્રહ (સં) સૂર્યની આસપાસ ફરતા તેજસ્વી તારા.
ઋતુ=રત; મોસમ.
ભગવંત (સં) ભગવાન; ઇશ્વર
પરઉપકાર (સં) પારકા ઉપર ઉપકાર.
અનંત (સં) જેનો છેડો ન હોંત (અન—અંત)
પરમેશ [સં] મોટો ઇશ્વર (પરમ—ઇશ)
સદ્દગુણ (સં) સારા ગુણ.
ફરવ=ફર.
ઉદેશ (સં) મનકામના.
અપરાધી (સં) ગુનેગાર.
નાલેજ (સં) બેશરમ.
કરગરી=કાલાવાલા કરી.
સતનામ=સાચા નામે; સાચા ભાવથી.
હરી (સં) ઇશ્વર; પ્રભુ.
ગુફા [સં] બખોલ; પાહાડનુ પોલાણ.
નીહાળતો=જોતો.
વણુ=શબ્દ; સુકન.
કરડાં=આકરાં.
ઇનસાફ (આ) ફેંસલો.
બેશરમાં=શરમ વગરનાં; નફટ; નાલેજ.
ઠરાવ (ફા) નીશ્ચય.
બનાવ=બીના; હકીકત; એહેવાલ.

## ( કવીતાની સમજુતી. ) (૭)

જે ઇશ્વરની લીલાથી પૃથ્વી, પર્વત, અને આકાશ એ સઘળુ બન્યું તે જે (નાશવંત નથી) એવા ઇશ્વરના જશને હું ઘણો નમસ્કાર કરૂછુ. (૧) ચંદ્ર, સૂરજ અને તેની આસપાસ ફરતા નાના તારાની ગતિ; અને રાત દિવસ ને ઋતુ તથા ધાતુ ઝાડ ને જાનવરો, એ સઘળાને ઓ ઇશ્વર તારોજ આધાર છે. [૨] અરે પ્રભુ તે આ દુનિઆમાં કેવી કેવી તજવીજો કીધી છે; તારા પરમાર્થ કામની ચતુરાઇમાં અને તારા ડહાપણમાં કશી વાતનો પાર નથી, એટલે તે બેહદ છે. ( ૩ ) તારી નીતિના રાજમાં હે મોટા ઇશ્વર તું મારૂ રક્ષણ કર. અને હું નિત્ય સદાચરણથી ચાલું એવી મારા મનની ધારણા છે તે તુ પાર પાડ. ( ૪ ) હું ઘણો પાપી જીવડો છુ, ને અઘટિત કામ હું કરૂછુ; તે બધાથી હું સાચે ભાવે તારી ખરી સ્તુતિ ક-

રીને કહું છુ કે તું મને બચાવી લે. (૫) હે પ્રભુ! તે સઘળી શક્તિ ધરેલી છે, છેક ખુણામાં વાત બને કે દિલરૂપી ગુફામાં (એટલે મનમાં) હોય તો પણ તું ઝીણી આંખથી જુએછે. (૬) જેને હું છાનું જાણું તેનો તું અજાણ નથી; મારાં છુપાં કામ તું ધારી ધારીને જુએછે:=એવો તું જોરાવર જગતનો ધુરજ [ઇશ્વર છે.) (૭) જે જે હમણાં હું પાક કરૂ છઊં ને નઠારા શબ્દ ઓચરૂ છુ; તે બધાને તું નોંધી રાખીને તેને વાસ્તે મારા તરફ કરડી નજર કરેછે. (૮) જે મેં હમણાં પુન્ય પાપનો જમે ઉધારો કર્યો છે; તે બધું (એટલે પુન્ય જમે થયું ને પાપ ઉધરચું) તે મુઆ પછી તારે ત્યાં દાનમાફમાં વંચય છે. (૯) હે મોટા બાપ (જગતના ધણી.) એ મારા નિર્લજ કામ વિષે તું માફ કર; હું શું મોઢું લઇને આ મારા નામવાળા પ્રભુ તારા પગ પાસે આવું! (૧૦) તે માટે હવે હું કદી પાપ કરૂ નહી એવો હું પુરો નિશ્ચય કરૂછુ; કેમકે હમણાં છાનો બનાવ જે કંઇ બનેછે તેની પ્રભુ તને પળ પળની ખબર છે. (૧૧)

**પાઠ ૫૯ મો.**

પરાળ=ભાતનું ઘાસ.
જુગતી (સં) હીકમત.
લાટ=લોઢાના દાંતાવાળું દાબવાનું ફરતુ ચકકર.
ચુરે ચુરા=ભુકે ભુકા.
નાતરી=વણી.
થોકડો=ચોડો; થોક.
સકંચો (ફા) સંચો.
બ્લાટીંગ (અં) શાહીચુસી લેનારા.
ધા=ઘાયો; દરનો.
રીમ (અં) વીસ ધાયાનો કાગળનો થોકડો.

**પાઠ ૬૦ મો.**

પેનસીલ (અ) સુખડપેન.
નવાઇ=અચરતી.
ચીકણુ=ઝટ ભાંગે નહી તેવ; ચીકવાળા.
પ્લંબેગો (અં) એક જાતના કોયલા તથા લોઢાનો થયેલો પદાર્થ.
લુગદીઓ=લોંદીઓ; ગોળીઓ.
માંજીને=અજવાળીને,

**પાઠ ૬૧ મો.**

ગજવેલ=ખરૂં લોઢું.
ધરી=આંક.
સીડર (અં) એક જાતનું લાકડું.
સુગંધી (સં) ખુશબો.
કરવત (સં) બે જણા; સામસામા વહેરે એવી આરી.
બોબાણ=ચારો; ખાંચ.
ચોખંડો=ચોરસ.
સુતર=સેહેલું; સુગમ.
વાગતવાર=વાગતની સાથે; તફસીલથી.

**પાઠ ૬૨ મો.**

કાસ્ગ=નબોદ; સત્યાનાસ.
અરસો (આ) વખત.
નિરાંત (સં) ચેન; સુખ.
વિખેરી=પાછી હઠાવી.
ઉગમણી=પૂર્વ તરફની.
સરહદ (આ.ફા.) સીમા.
તાલુકદાર (ફા.) પ્રગણાનો ધણી; માહાલનો રખનાર
મારા=કમાદ; મારી નાખ-

ભીખ માગવા ગયો; ત્યાં બજારમાંથી તેણે લોટ આણીને તેટલી લાવી, તે લઈ આવી ગુરૂને કહેવા લાગ્યો કે હું તો આજ બહુ કમાઈને આવ્યો. એમ કે (આટો આણીને બરફી લાવ્યો. (૨) ત્યારે તે ગુરૂએ ચેલાને કહ્યું કે હંઈયા આપણે એક રાત પણ રેહેવું નહીં, કે જ્યાંહાં બધી ચીજો એકજ ભાવે વેચાય છે; તો એ પ્રમાણે હંઈયા ચોરનો ને શાહુકારનો ઇનસાફ પણ એકજ હશે, અને ગુનાવાળાને ઘટતી શીક્ષા થતી નહીં હશે. (૩.) આપણે એ શેહેરમાં એક રાત પણ રેહેવું નહીં, માટે ચાલો ચેલા તુરત આપણે બીજે ગામ જઈએ; ત્યારે ચેલો કહે કે હંઈઆં ખાવા પીવાનું પુષ્કળ મળે છે, તે મુકીને હું તો કેડે આવવાનો નથી. (૪.) ગુરૂએ તેને બહુએ ઉપદેશ કીધો, કે ભાઈ હંઈઆં એક રાતની રાત પડી રેહેવું એ ઘટાગત નથી; આખરે તે વાત ચેલાએ જ્યારે નહીંજ માની, ત્યારે ગુરૂજી તો એકલા તે નગરી છોડીને બીજે ગામ ગયા. (૫.) પછી પેલા ચેલાજી તો ત્યાં ઘણા દહાડા રહયા, ને હરામનું ખાઇ પીને ખુબ મતવાળા બન્યા; પણ ત્યાં તેના પછી કેવા હાલ થયા, તે હું કહું તે તમે બધા ધ્યાન રાખીને સાંભળો. (૬.) એક વાર એક વાણીઆને ત્યાં ચાર ચોર ચોરી કરવા સારૂ ખાતર પાડવાને ગયા, ત્યાં પરમેશ્વરના બનાવથી એવું બન્યું કે ખાતર પાડતાં ભીંત તુટી પડી એટલે ચારે ચોર કચડાઇને મરી ગયા. (૭.) ત્યારે તે ચોરની મા સહવારે થઈ કે ઉપર કહેલ ગંડોલ રાજાને ત્યાં ફરીયાદ કરવા ગઇ, ત્યારે તે ડોસીની અરજ સાંભળી રાજાએ તે શેઠ (વાણીઆને) ફાંસી દેવાનો હુકમ કીધો. (૮.) રાજાએ વાણીઆને કહ્યું તમે એવું ઘર કેમ બંધાવ્યું કે તે ઠેકાણે ખુન થયાં; તે એકે કાલે રાતે ખાતર પાડતાં ચાર ચોર દબાઇને કચરાઇ મુઆ. (૯.)

**પાઠ ૬૬ મો.**

વાંક=તકસીર; ગુનો.
અપાર (સં] ઘણુંજ; જેનો પાર નહીં.
ખોડ=ખામી; કસુર.
ઉચ્ચાર [સં) વેણ; શબ્દ.
પખાલી=ભીસ્તી.
લેશ (સં) જરા; થોડો.
પુરપતી (સં) શેહેરનો રાજા
મુલ્લા (ફા) હોરા લોકોનો ધર્મગુરૂ, (મુસલમાનમાંએક ધર્મની પદવી છે.)
અધીક (સં) ઘણું.
છાંડો=મુકો; છોડો.
નીરધાર (સં) નક્કી.
ભુપ (સં) રાજા.
જોગી (સં) સાધુ.
અદ્દભુત [સં] અજાએબ.
અવસર (સં) વખત
વેગે=ઝડપથી; તાકીદે.
વીમાન (સં) સ્વર્ગની પાલ-

| | | |
|---|---|---|
| મી; કૈલાસ વાહન. | પ્રતાપ(સં)મેહેર; મેહેરબાની | ભગ્ગેલ=ભાગેલા. |
| પૂર્ણ (સં) બરાબર; પુરો. | આંચ=એબ; કલંક. | ભુપતી(સં)રાજાપૃથ્વીનોધણી |

## ( કવિતાની સમજુતી. ) ( ૯ )

ત્યારે વાણીઆએ બચાવમાં રાજાને જવાબ દીધો કે એમાં કડીઆની તમામ કસુર છે, આપ જો વાજબી વીચારીને જોસો તો એ કામમાં જરાએ મારી ચુક નથી. ( ૧૦ ) ત્યારે કડીઆને ફાંસીનો હુકમ થયો ને વાણીઓ તો બચી ગયો, ત્યારે કડીઆએ કહ્યું કે રાજાજી એ તો ગારો કરનારની ભુલ થઈછે. ( ૧૧ ) ત્યારે ગારો કરનારો બોલ્યો, કે પાણી વધારે પડ્યું તેથી ગારો ઢીલો થયો, તેથી એ ભુલ તો પખાલીની છે એમાં મારો જરાએ વાંક નથી. (૧૨) ત્યારે શેહેરના રાજાએ પખાલીને કહ્યું કે તું ફાંસીએ જાય તો હાં પછી આ ગામમાં આવા ગુના થશે નાહી. ( ૧૩ ) ત્યારે પખાલીએ કહ્યું કે મુલ્લાં રસ્તામા નીકળ્યો તેની તરફ મેં જોયું તેથી પાણી વધારે પડ્યું; માટે હે રાજાજી મારા ઉપરથી રીસ કાહાડી નાખો ( મારો ગુનો માફ કરો. ) (૧૪) ત્યારે મુલ્લાંજીને મારવાનો નક્કી ઠરાવ કીધો, ને શુળી પાસે તુરત તે મુલ્લાંને લઈ ગયા. (૧૫) તે શુળીનું ફાળ જાડું હતું ને મુલ્લાનું શરીર પાતળુ ( તેથી ફાંસીનો ગાળો ઢીલો પડે એટલે બેસેલું નીકળી જાય, ) એ વાત ચાકરે રાજાને જઈને કહી. (૧૬) ત્યારે રાજાએ કહ્યું કે તમે વારે ઘડીએ આવીને પુછ્યા શું કરોછો, જાઓ કોઈ જાડો હોય તેને શોધીને શુળીએ ચડાવી દો. (૧૭) એટલે શોધતાં શોધતાં એ જાડા ચેલાજી હાથમાં આવી ગયા, તે ઘણા દાહાડાનો ખાઈ પીને શરીરે મતવાલો બન્યો હતો. [૧૮] તે ચેલો તો થોડા દહાડાની રજા રાજા પાસેથી માંગીને ગયો, ને ગુરૂ પાસે આવીને પસ્તાવા લાગ્યો, ત્યારે ગુરૂએ આવીને એક અજબ ઉપાયથી તેનો જીવ બચાવ્યો. (૧૯) તે ગુરૂએ શુળી પાસે જઈને કહ્યું કે રાજા કાને સાંભળ, આ વખતે જે કોઈ ફાંસીએ ચડે તેને તુરત વૈમાન મળે. (૨૦) ત્યારે ચેલો બોલ્યો કે હું ચડું ને ગુરૂ કહે હું ચડું. ( એમ પેલા મુરખ રાજાને સમજાવવાને ખાલી રગડક કરી, ) ત્યારે રાજા કહે કે લાવને હું ચડું કે જેથી મને અનંત સુ-

ખનું ઠેકાણું મળે. (૨૧) પછી પેલા ગુરૂ તથા ચેલાને તે નગરીથી પાંચ ગાઉ દુર પોહોચાડયા, અને રાજા પોતાને નામોસી લગાડીને જાતે સુળી ઉપર રહયો. (૨૨) માટે જુવો કે જે દેશમાં રાજા ભોળા નહી હોય ત્યાં એવા ઇનસાફ થાય, તો પછી તે દેશમાં સુધારો થશે એવી આશા તે કેમ રખાય! (૨૩)

**પાઠ ૬૭ મો.**

બાપદાદા=વરડા વરડા.
વધારો ઘટાડો=ઓછું વધતું કમી જાસ્તી.
સંપૂર્ણ (સં) સઘળું પુરૂ.
શીલા છાપ (સં) પથરા છાપ ભીના કાગળ પર હાથે લખેલું પત્થર ઉપરથી છપાય છે તે.
ગ્રંથ (સં) ચોપડી.
લહીઓ=સારા અક્ષરનો લખનારો.
નકલ (આ) પ્રત.
યંત્રો (સં) સાંચા.
ભીંજવવાની=ભીનાવવાની.
વીભાગ (સં) વધારે ભાગ; ભાગમાંના ભાગ કરેલા તે
શોભીતા (સં) સારા.
વર્તમાનપત્ર (સં) નવા સમાચારનો છાપેલો આખો કાગળ.

**પાઠ ૬૮ મો.**

આબરૂદાર (ફા) ઇજતવાળો; પંકાયલો.
બગાડ=ખરાબી; નુકશાન.
ફીતુર (આ) ફીસાદ હુલ્લડ.
ગરદન મારવો (ફા) જબર જસ્તીથી જીવ લેવો; દગેથી મારવો; ઠાર કરવો.
ગ્રંથકાર (સં) ચોપડી.
વીરૂદ્ધ (સં.) ઉલટું; સામું.
પ્રગટ (સં) જાહેર; ખુલ્લું.
પાઠશાળા (સં) નીશાળ; વીદ્યાશાળા.
વીદ્યાભ્યાસ (સં.) વીદ્યાનો અભ્યાસ—વંચારે.
ઉપરી=ઉપલો અધીકારી પોતાથી ચઢતો; વડો.
સનંદ (આ.) પરવાનો; પટો
પુસ્તકશાળા (સં) ચોપડાઓનો ભંડાર ભરેલો તે; કીતાબખાનું.
મજીસ્ટરેટ (અં) મોટા દરજ્જાનો ફોજદારી અમલદાર.
મકાન (આ) ઠેકાણું; ઘર.
ઉઘરાણું=કંઇ કામ સારૂ બધાએ શક્તી પ્રમાણે પૈસા કાહાડી એકઠા કરવા તે.
ભંડાર (સં) ખજાનો.
દીપયો (સં) બાળતો.
વર્ણવ્યા (સં) બયાન કર્યા; વીસ્તાર્યા.
નાટક (સં) નાચ તમાસાનો ખેલ.

**પાઠ ૬૯ મો.**

દુરદશા (સં) ભુંડા હાલ.
કાંગારૂ (અ.) એક જાતનું હરનું પક્ષી.
અણીદાર=અણીવાળું.
કંદમુળ (સં) રતાળુ, શકરીઆ વગેરેનાં મુળ.
બોજો=ભાર
ઊંચકાવે=ઉપડાવે.
કુકડો=મરઘો.
ઠેકડો=કુદકારો.

**પાઠ ૭૦ મો.**

ખેદ (સં) શોક; દલગીરી.
પ્રતિષ્ઠા (સં) આબરૂ.
સાધુસંત (સં) વૈરાગી.
સ્વતંત્રપણું [સં) આપમુખ્યારી.
અભીમાન (સં.) અહંકાર; મગરૂબી.
અપમાન (સં) ગેરઆબરૂ
ફકીર (આ) સાંઇ.
એલચી [ફા) વકીલ; વકીલના તરફથી મુખત્યાર.

મુગ્ગદ (આ) નવગામ.
મતલબ (આ) સ્વાર્થ.
નીસરણી=સીડી.
ચોથ=ચોથા ભાગ; ચોથાઇ.

પાઠ ૬૧ મો.

વિધવા (સં) રાંડેલા સ્ત્રી.
ઓઢવવું=ગોઠવવું; મુકું ઉ-ડસેલવું
દગા વ=ડાગ્યા; હઠવા.
અરજ (આ.) ફરીયાદ.
ઉકળયું=તાપ્યું; ઊનું થયું.
પરભારી=પારકી.
નિમક હલાલ (ફા) કૃતજ્ઞતા એકનીષ્ઠા.
નોકરી (ફા) ચાકરી.

પાઠ ૬૨ મો.

રાજ્યાભિષેક (સં) રાજ્ય કરવાની ક્રિયા, તે કઇ માથા ઉપર પાણી રેડીને કરે છે.
તુલા[સં]ત્રાજવા; કાંટે તોલ.
સલાહકાર[આ)મસલતી આ
એશઆરામ(ફા)મોજશોખ
આમદાની (ફ) ઉપજ
સરપાવ (ફા) ઇનામ; ખુશી ને બદલે કંઇ બક્ષિસ આપવું તે.
દાન (સં) ધર્મ; ખેરાત.
લુટારા=ચાંચીઆ; જબર જસ્તીથી લુંટી લેનારા.
ટોળીઓ=મંડળી.
ભખશી=સીધી.

પરવારીને=નવરો થઇને.

પાઠ ૬૩ મો.

કફર (ફ) લુચ્ચા; મલેચ્છ.
મુત=ગફલત; ચુક.
ઘોડેસ્વાર=ઘોડા ઉપર સ્વાર થનારા.
ખંડણી=દર વર્ષનો કર.
ગબારૂ=મોટું બાકું.
સ્વાધીન (સં) હવાલે
કોતરતા=દગા કરકા.
ખખતી=ઢગળો.
ઓચિંતા=એકદમ અજાણ પણે.
ડામ=રંગ ધગતા લોઢાનો ઉનો ચગદો.

પાઠ ૬૪ મો.

સુકાળ (સં) છત; સોંઘવારી સારો વખત.
ભાગવત (સં) હિંદુ શાસ્ત્રનું ધર્મ પુસ્તક.
પોથી=ચોપડી.
ભાગીઓ=પંત્યળો.
ટકતાં=નીભતાં.
અવળાં=ઊંધાં.
ચડપ ચડપ=ઝડપ ઝડપ.
ચાલાકી (ફા ઝડપ; હોંશિઆરી.

પાઠ ૬૫ મો.

ભીલી=વાંસની ગોળ ઘડેલી સળી; ચુંક.
સકંજો (ફા) સંચો.
પ્રતો (સં) નકલો.

સદલો=ચળેલી ઝીણી છોનો ભીનો કોલ.
નમુનો (ફ) વાનગી; જોડો (મુકાબલે ભાળો.
સ્ટીરીઓટાઇપ (આ) એક વાર છાપીને પછી તેના ઉપર રસ રેડયાથી સાથે જોડાઇ ગયલા કાયસ ટરસાનાં એકઠાં બીબાં
હિકમત (આ) તદબીર.
પોતું=ભીનું ચાથરૂ
ગમ=બાજુ; તરફ.

પાઠ ૬૬ મો.

પૃષ્ટ (સં) પાનું.
અનુક્રમ (સં) એક પછી એક આવે એવી જે ગોઠવવાની રીત.
મહાવરો (આ) અભ્યાસ ટેવ
બખરદારી (ફા) હોંશિઆરી
અખતર (અ) હથીઆર.
સળગતા=લટકતા.
અમથાં=એમજ; ફક્ત.

પાઠ ૬૭ મો.

ફળવંત (સં) ફળદરૂપ; ફસવાળો; આબાદ.
ખુબસુરત (ફા) રૂપાળા; શોભાવંતા.
સદવું=પાચન થવું.
મથક=મોટું ઠેકાણું.
સુજ્ઞ (સં) સમજણવાળા વિવેકી.
પ્રમાણીક (સં) સાચા.

જહાજો (હિં) મોટા વહાણો
કાથી=નાળીએરની ચોટલીના રેસા.
કોપરેલ=કોપરાનું તેલ.
કતરી (આ) બુંદ.
લાલાલેહેર=લાલું લાલું ઠંડક ઠંડક.
જવાહીર (આ) હીરા માણેક વગેરે.

**પાઠ ૭૮ મો**

છુટક=છુટા છુટા.
તણાસવું=ચાંપવું દાબવું
લક્ષ્મી (સં) લક્ષ્મી.
પામર (સં) ગરીબ.
વહાવું=છેતરાવું; ઠગાવું.
વામવું=દુર કરવું; કાહાડી નાખવું.
ભદ્રા (સં) રૂડું ચાહાનારી સ્ત્રી; (ભદ્ર તે કલ્યાણ તે ઉપરથી ભદ્રા)
લક્ષમી (સં) પૈસો; દ્રવ્ય
કર (સં) હાથ.
દાસી (સં) ચાકરડી.
સતવીદ્યા (સં) સાચીવીદ્યા
શીરોમણી (સં) સર્વથી મોટી સર્વોપરી.
પ્રૌઢા (સં) મોટા.
સહસા (સં) વગર વીચાર્યું જોખમવાળુ. જોરસાથી ઉતાવળું.
સતવાદી (સં) સાચો
શુરા (સં) બાહાદુર.
જશવંતા (સં) માનવંતા; પંકાતા જશવાળા.
પાણીઆ=પથ્થર.
કૃત (સં) કામ.
કઢાવે=વધાવે; લેવડાવે.
મરજાદા (સં) માનઆબરૂ.
કારજ (સં) કામ.
અચીત=ઓચીતુ એકાએક.
વીમાસવું=હાથ ઘસવ; પસ્તાવું; વીચારવું.
સાધુ (સં) વેરાગી; સંત
પુન્ય (સં) ધર્મ; દાનનું આશીશ.
વ્યસની (સં) ખરાબ લતવાળો.
બીકણ=નરમ; પોચો
તાતી=ઉગામેલી; ગરમ.
આથમણો=પશ્ચીમ તરફ
ઘાવ (હી) ઘા; ઝટકા; જખમ.
દેહ (સં) કાયા; શરીર.
વાંઝીઓ=જેની સ્ત્રીને છોકરાં થાય નહી તે સખસ
પ્રગટે (સં) જન્મે.
પુતર (સં) છોકરો.
રાંક (સં) ગરીબ.
ભદ્ર (સં) કલ્યાણ; રૂડું.
તક=વખત; સમય.
ફળે=પ્રસન થાય.
બોલ=શબ્દ વેણ.
સોહે=સાથે; શોભતુ.
સુલતાન (આં) બાદશાહ
તુલે (સં) બરાબર.
વેહેવાર=વકકર આંટ શાખ.
લાવાદલ=ઘણુંજ, અતુલ.

## ( કવિતાની સમજુતી. ) (૧૦)

વિદ્યાના મોહોડા આગળ લક્ષ્મી હાથ જોડીને ઉભી રેહેછે; વિદ્યા આગળ લક્ષ્મી આખું હોડીને ચાલી જાયછે; વિદ્યા આગળ લક્ષ્મી પગ ચાંપીને તેને નમેછે; વિદ્યા આગળ લક્ષ્મી કંગાળપણાથી દાસી થઇને રેહેછે સાચી વિદ્યા એ સર્વથી મોટી છે, સાચી વિદ્યા ત્યાં ધન ઘણુંએ; શામળ કહે સાચી વિદ્યા વિના બિચારા માણસોને મોટા પશુ જેવા જાણવા. (૧)

જે પુરૂષો વિચારવંત છે તે વગર વિચાર્યું ( એકદમ જોરસાથી ઉ-

તાવળુ) કામ કરતા નથી, અને એવું કામ જે નહીજ કરે તે કોઇથી છે-તરાતા નથી. જે પુરા વિદ્વાન હોયછે તેજ એવું વગર વિચારયું કામ કરે નહી, અને એવું કામ જે નહીં કરે તેજ સાચા શુરા નર હોયછે; જે વગર વિચારયું કામ કરે નહી તેને કીરતીવંત જાણવા, ને જે એવું કામ કરેછે તેને વાસ્તે શામળદાસ કવી એવું કહેછે કે તેને વિદ્વાન નહી પણ પરથર માનવા. (૨)

વગર વિચારયું કામ કરનાર કોઇ દાહાડો માથું કપાવે; વગર વિચારયું કામ કરનાર ઇજત આબરૂ ખોવરાવે; વગર વિચાર્યું કામ કરનાર પોતાનો જીવ ખુએ; વગર વિચાર્યું કામ કરનાર કોઇ દહાડો પણ સુખે નવ સુએ; તેમ વગર વિચાર્યું કામ કરનારને ઓચિંતુ દુઃખ આવી પડે; ને એવું કામ કરવા થકી શામળ કહે કોઇ દહાડો હાથ ઘસવા પડે. (૩)

પંડીતે પંડીત મળે તો તેઓને અરસ અરસ ઘણું સુખ થાય, વેરાગીને વેરાગી મળે તો તેઓનું એક બીજાનુ ઘણું દુઃખ જાય; ચોખ્ખાની સાથે ચોખ્ખો મળે તો મોટાં પુન્ય બરાબર ગણાય; તેમ સાચાની સાથે સાચો મળે તો મોટી આબરૂ પંકાય; જુઠા માણસને જુઠો મળે ને વ્યસનીને વ્યસની જડે, જેમાં જેવા ગુણ મળતા તેવા જગતમાં સેહેજ તેના સ્વભાવથી આવી મળે. (૪) વાણીઓ જેનુ નામ કે તે કદી પણ જુઠુ બોલે નહી ગરમ (ઉગામી) તરવાર બાંધ્યાથી બીકણ હોય તે સૌથી પેહેલો નાસે ઉગામી તરવાર બાંધ્યાથી મશ્કરા કરતાં પેહેલો ગરનેથી તે ચાલ્યો આવે; ઉગામી તરવાર બાંધીને તે પોતાનાજ વખાણ કરે; અને પુર્વ તરફની પડે બુમ તો પસિમ તરફ ચાલ્યો જાય ( આગળ પડયું હોય તો પાછલા બારણાં લે; ) વળી વાંકી પાઘડીઓ માથે મેલે ( વરણાગી બતાવે ) ને સાવચેત થઇને પેહેલાં ચહડી આવે; પણ શામળ કેહે જ્યારે મોટા ઘા માથાપર પડે ત્યારે સૌથી પેહેલોજ તે નાસી જાય. (૫)

જો કોઇ ગરીબ માણસ પણ તે જીવતો હોય તો કોઇ દહાડો તેને પૈસાનો લાભ થાય; દુઃખી કાયા અથવા કોઇ દુઃખીઆરો જીવ પણ જો તે સલામત હોય તો કોઇ દાહાડો પણ તેનું દુઃખ દુર થાય; વાંઝીઓ પણ

જો તે જીવતો હશે તો કોઇ દહાડો પણ તેની સ્ત્રીને છોકરો થશે; તેમ કોઇ ગરીબ માણસ પણ તે જીવતો હશે તો કોઇ દહાડો પણ તેને સારૂ ઘરબાર મળશે; જે નર જીવતો હશે તેની સ્ત્રી નહી હોય તો કોઈ દહાડો પણ તે મળશે, પણ મુઆ પછી મળવાની નથી; માટે આ વખતમા તમે બધી સંસારની વાત વીસારી દો, ને એકે ચિતે પ્રભુનું સમરણ કરો તો કોઈ દીવસ પણ ઈશ્વર તમને તેનું ફળ આપશે. (૬)

વાણીઓ જેનું નામ કે તે જરા પણ ઓછુ તોળીને આપે નહી; વાણીઓ જેનું નામ કે જે પોતાનો બોલેલો બોલ પાળે; વાણીઓ જેનું નામ કે તે વ્યાજ સાથે પૈસા આલે; વળી નામ તિનકી વાણીઆનું કે જેની શાખ શાહુકારની બરાબર છે; પણ જો તેનો વેહેવાર તુટયો તો પછી તેને ઘણું દુઃખ થાય છે; એટલે ( તેને પૈસા પછી કોઇ ધીરતું નથી. ) (૭)

**પાઠ ૭૯ મો.**

પ્રકૃતી(સં)તબીયત; સ્વભાવ
દાશમન [સં] અદેખાઇ; કીને.
મચવીએ=ફેલાવીએ.
લાજ (સં) બીક; ધાક.
નાજુક (ફા) કોમળ; નરમ; કુમળી.
પાણી=રીત; કસ; દમ.
ખીદમતગાર (ફા) ખીદમતમાં રેહેનારા ચાકરો.
ઝુલ (હી) ગાદલ; ઘોડા વગેરેપર નાંખવાનું લટકતા છેડાવાળુ લુગડું.
કમાએલા=જોરાવર; કસ પામેલા.
ચાબાક (ફા) હોંશીયાર; ચંચળ.
ગણતી=હીસાબ; લેખું.
કદર (આ) હશીઆરીથી કાંઈને માનવું તે
મજબુતી (આ) ઠેકો; પુષ્ટી.

**પાઠ ૮૦ મો.**

છાવણી(હી)લશ્કરનો મુકામ
ફીલુપત=નામોસી.
ખાતમીદાર (સં) ખબર રાખનારા.
હાજી (આ) જાત્રાળુ; હજ કરનારા.
આદરસતકાર (સં) આદર ભાવ; આવકાર.
ઘાટ=વેતરણ; તોડ.
ટુકડીઓ (હી) કડકા ભાગ.
ધાસતી=બીક; ડર.
ફાળા=દમા ફટકાના.
ગતી (સં) વલે હાલ
બાતમી (અ) ખબર.
ઇતબાર (આ) ભરોસો.
શોક (સં) દલગીરી.
ઇતીહાસ કરતા (સં) આગળ બનેલા વરતમાનોના લખનારા.

**પાઠ ૮૧ મો.**

નમસકાર (સં) વાંકા વળીને નમવું તે.
ઠઠ (હી) છટા; ઇમારત.
ખામી (ફા) ખોડ; કસુર.
નાસાસી=નીસવાસ.
ચગાબોર=ઝીણાં ચીનાઇ બોર
છીંડું=વાડ કે ખેતરમાં જવા આવવાનો રસ્તો; મોટું બાકું.
ચાંપતા=દાબતા; ખૂંદતા

**પાઠ ૮૨ મો.**

આંચકો=હડસેલો; ધકકો
હાંજાજ=હોશ; ગાતર

ઈનસાફી (આ) બરાબર તપાસી કામ કરનારો; વાજબીની રાહે ચાલનાર.
ઉપાડી=ઉંચકી; ઉગામી.
ઠોકયો=મારયો; ઝીકયો.
ઝાપટા=સપાટા; ફટકા.

**પાઠ ૮૩ મો.**

અથ (સં) શરૂઆત.
ઇતી (સં) છેવટ છેડો.
યથાસ્થીત (સં) જેવું જોઇયે તેવું; બરાબર.
અંતઃકરણ (સં) હૈયું.
પરીણામ (સં) ફળ.
બેવડો=બે વારનો; બમણો.
વીતેલી=થયેલી; બનેલી.
ટગમગ=ડગમગ; ટગર ટગર
સંઘરતો (સં.) પાસે રાખતો, એકઠું કરતો.
સત્ય (સં) સાચું.
આગ્રહ [સં) બળાત્કાર.
સાહે=મદદ.
મશ્કરી (ફા) મજાક.

**પાઠ ૮૪ મો.**

કાલુ માછલાં=બે જોડાયલા સીપોના જોડકા, જેમાંથી મોતી નીકળેછે તે.
રસી (હિં) દોરી; દોરડું
પાલકો=કંઇ ઊંચી ઇમારત ઉપર ચહડવાસારૂ લાકડી પાટીઆં વગેરે દોરીથી બાંધવાં તે.
લંગોટો=કચ્છો; કાછડો.
વસ્ત્ર (સં) કપડાં; લુગડાં.
સટકીણી=ગાળો.
મીનીટ (અં) ૬૦ સેકંડ
ચામટે=ચાપીઓ.
ચુંટી=વીણી.
વડ=જાત; વળ.
ઝુમખા=લુમખા.
બટન (અં) બોરીયાં

**પાઠ ૮૫ મો.**

શીલા (સં) પથ્થર.
શ્વાન (સં) કુતરો.
પુંજ (સં) ઢગલો
આભ=વાદળ; ગગન
બંધ (સં) બાંધવાની દોરી.
રીઝે=ખુશી થાય.
ડશે=ડંશે; કરડે.
પુષ્પ (સં) ફુલ.
પાસ=અશર.
પુર (સં) રેલ પાણીનું આવવું; શેહેર.
થોભે=અટકે.
નીર (સં) પાણી.
વાડ=વાડો.
વાળી=અટકાવી
લઘુ (સં) નાનું; કુમળું.
છોટપણે (હિ) બાળપણે બચપણે.
ક્રીયા (સં) વીધી; જુગત.
મળવો=મેળવો.
ડોળવો=હલાવો.
પડે (હિ) ભગે.

## ( કવિતાની સમજુતી. ) (૧૧)

મોટો પથ્થર અથવા પથ્થરની ગદા કુતરાની પુંછડીને સાથે રાખીને, જુઓ તેને હીકમતે બંધથી બાંધી લાંબી; પછી તેને સીધી કરી તો પણ વાંકીની વાંકીજ; માટે જે ટેવ પડી હોય તે મટાડી કેમ મટે! (૧) ઊંટના અઢારે અંગ (શરીરના ભાગો વાંકા વળેલા છે, હવે તે ઢાંકી રાખીએ તો ઢાંક્યા ઢાંકયા કેમ રહે;) ભોંયના તળીઆપર સુએ તો તે આકાશના તરફ નજર રાખે; માટે જે ટેવ પડી૦ (૨) જુઓ નાગની જાતની ટેવ જે છે તે કેવી છે; કે જો તે ખુશી હોય છે તો રમેછે ને ખીજવાય તો કરડેછે; હવે તેને ઘણી ખુશીથી ઘેર પાળી રાખીએ, તોપણ જે ટેવ પડી૦ (૩)

ઘણા ફુલના ઢગલામાં હીંગ પેસે, તોપણ તે હીંગને ફુલનો વાસ (સુગંધની અસર) લાગતી નથી; અને તેમ કરવાને કોઈ માળી માથું કુટીને મરી જાય તોપણ શું થયું! માટે જે ટેવ પડી૦ (૪) સાબુ ચોપડીને કોયલા જે કાળાછે તેને દુધમાં નાખીને ધુઓ; તો કોઈપણ દહાડો તેની કાળી જાત મટીને ઉજળી થવાની નથી; માટે જે ટેવ પડી૦ (૫) ઓલો પાણીનો પ્રવાહ જતો હોય તો તેને કોણ થોભાવી શકે? ને ઓલો નેવનાં પાણી તે મોભે શી રીતે ચડે? એ પાણીને ખાડામાં કોઈ અટકાવી રાખશે તો રેહેશે? (નહીં;) માટે જે ટેવ પડી૦ (૬) કુમળુ ઝાડ આપણે જેમ વાળીએ તેમ વળે, તેમ તમે બચપણે જે ટેવ મુકાવ તે મુકી દો; પછી નઠારી કે સારી, પાકી કે રેહેમવાળી ગમે તેવી હોય, પણ જે ટેવ પડી૦ (૭) તમે બચપણમાં ક્રિયા કેળવો (કામ કેળવીને સારાં કામ કરો) ને તેમાં ગુણ મેળવો; ને તેમાં સારી નીતી મેળવો ને તમારો જીવ હેળવો; આ પાઠ સારી રીતે જે ભણે તેને સારી ટેવ પડે; આ સારા છંદ કવિ દલપતરામે બનાવ્યા છે. (૮)

**પાઠ ૮૬ મો.**

રચના (ન) શોભા.
કપડાં (સ્ત્રી) લુગડાં.
ખાંપણ=ખોડ; ખામી કસર
ચીકન (ફા) રેશમનું ભરત
દરજી (ફા) મેરાઈ; સઈ.
રોજી (ફા) રોજગાર.
રકમબંધ (અ) જથાબંધ; સામટા.
કમાઈ (સ્ત્રી) રળતર.
લાંબો=ઊંડો; મોટો.
રેલવે (અ) લોઢાનો સડકનો બાંધેલો રસ્તો.
કમસમજ=બે સમજ ઓછી અક્કલ.
હિસાબ (અ) ગોકમ, ગણત્રી; લેખું.
આગબોટ (અ) વરાળના જોરથી પાણીમાં ચાલતું મોટું વાહાણ.

**પાઠ ૮૭ મો.**

શાખા [સં] ફાંટો.
શીખર (સં) ટોચ.
બારેમાસ=આખું વરસ.
જંગલી [ફા] બેવકુફ; બુદ્ધી વગરના; મુર્ખ.
નીર્દય (સં) ઘાતકી દયા વગરના.
વીસ્તાર (સં) વસ્તી, પરીવાર; ફેલાવ.
પાર=સામો કાંઠો; સામો કીનારો.
નેહેરો=નીકો.
દોટી=જાડું કપડું.
મલમલ=ઝીણું લુગડું.
ગળી=એક જાતનો કાળો રંગ
સપેતો (ફા) ચાક.
ગુલામ (અ) વેચાણ લીધેલો ચાકર.
રીવાજ (અ) ધારો.
સેહેતા=ખમતા.
ઉથલપાથલ=ફેરફાર.

**પાઠ ૮૮ મો.**

કરમાઈ=ચીમળાઈ.
મુગાડીઆં (સં.) એક જી-

ણાં મુળીઆં
દેરા (ફા) દોરા.
શ્વાસ (સં) દમ; સાસ.
મોર=આંબાનાં ફુલ.

પાઠ ૮૯ મો.

તરેહવાર (આ) જાત જાત-
નાં; જુદા જુદા.
જાંબુઆ=જાંબુ જેવા.
ખડખચડી=ખાડા ખબચા-
વાળી.
જરપે=રેહે; નીકળે.
સફેદ (ફા) ધોળું.
અર્ક (સં.) ગરમીના જોરથી
સંચાઓથી કાહાડેલું પા
ણી જેવું તત્વ.

પાઠ ૯૦ મો.

નટ (સં) નજર બંધીનો ખે
લ કરનારા; બાજીગરવાદી
આસન (સં) બેસણું; બેઠ-
ક; (શરીરવાળવાનીક્રીયા
નજરબંધી (ફા) નજર બાંધી
ને ખેલ કરવાની ક્રીયા.
ગારૂડી (સં.) વાદી; બાજી-
ગરો.
ખેલ (આ) તમાસો; રમત

આકાશચકલી=આકાશની
ચકલી; મદારીઓ ઊંચે
થાભલાપર ચહડીને ચ-
કલી જેવા દેખાય છેએ
વો ખેલ; પગ કસરતનોત
માશો.
તમાશો (આ.) ખેલ; રમત
ભવાઇ=ભવાયાનો ખેલ; ભ
વાયાનો તમાશો.
મોહનલાલ=મોહ પમાડે એવા
ખેલો.
ચાર=ચારો; ઘાસ.
બાજીગર (ફા) વાદી; ગારૂડી
ઠગાઈ (હીં) ઠગબાજી.
નજરબંધ (ફા) દ્રષ્ટીનો અ
ટકાવ.
ચુકલી=ખસેડી; ભુલવી

પાઠ ૯૧ મો.

ઢીંગ=ઢગ; અજબ.
દેરડી=નાનું દેરૂં.
ગોઠવણ=ગોઠવણી.
પ્રત્યેક (સં) દરએક.

પાઠ ૯૨ મો

ઝુંડ (હીં) ટોળું; જથો.
મચે=મંડે; જારી રહે.

ચહ્યો=ચાહ્યો.
શુદ્ધ (સં) બરાબર.
કૃપાળુ (સં) દયાળુ.
ક્યારો=ઝાડ આસપાસ ખોદેલો પા
ણી ભરાયલો ખાડો.
ચાવલું=ચવેલું.
દેવ (સં) ઈશ્વર; પ્રભુ.
પીતામાત (સં) માબાપ.
પઢાવ (હીં) ભણાવે.
પશુતુલ્ય (સં.) પશુના જેવા
પ્રમાણી (સં) કબુલ.
ગાડું=ગોઠું.

ઠગારા=ઠગ લોકો.
જીભાળુ=જીભવાળો.
નરદ (ફા) પુરૂષ; નર.
કષ્ટ (સં) દુઃખ.
ચુરો=ભુરો.
ચીક (સં) છીંટ; શીટકાર.
જન્મ મારો=જીંદગાની મ
રૂં જીવતર.
કથી=કહી; વર્ણવી.
છોટો (હીં) નાનો; થોડો.
ઠરાંવો=ઠેરવો; કાહડો.

## (કવિતાની સમજુતી.) (૧૨)

મોટા બાગમાં જેમ ઝાડની ઘટા થવાને, તેને મુળમાંથીજ પાણી સીંચવાને જેમ મંડે; તેમ જો તમે સૌનો સારો હાલ થવાને ચાહાતા હોય તો, સુધારો થવાને સારી વિદ્યાનો વધારો કરો. (૧) દયાવંત થઈને બચ્ચાને વાસ્તે નિશાળો કહડાવો, ને સઘળાના સુખના બી તમે રોપો (એટલે વિદ્યા ભણી તેઓ સુખ પામે;) જેમકે ચોપાસ ફરતી વાડ કરીને તેમાં

કયારો કરે, તેમજ સુધારો થવાને૦ (૨) આપણને ઈશ્વરે ચોણું ચાવવાને દાંત આપ્યા. ને જુઓ કે માબાપ જેવાએ જ્ઞાન આપ્યું; તેમ જે આપણને ભણાવે તે આપણો ખરો પાળનારો છે, માટે સુધારો થવાને૦ (૩) જે માણસ ભણેલો નહીં હોય તેને પશુના જેવો સમજવો, જે ભણેલો હોયછે તેજ માણસમાં કબુલ થાય છે; વિદ્યા શીખવવી એ મોટું પુન્યનું કામ છે એમ ધારો, માટે સુધારો થવાને૦ (૪) ખરેખાત વિદ્યાનો ભંડોળ કદી ઘટવાનો નથી, તેને ઠગ ઠગી કે લુટારા લુટી જવાના નથી; જુઓ કે જે વડે (વિદ્યાએ કરીને) હજારો જીવનું ભલું થાયછે, માટે સુધારો થવાને (૫) જે મુર્ખ વિદ્યા વિનાનો હશે તે બીજાઓથી ઠગાશે, તેને દુઃખમાં ડુબતો જોઈને તમે તેનો હાથ પકડો; ને તેને તમે પાર ઉતરીને ઉતારો, માટે સુધારો થવાને૦ (૬) જે માણસ લખીને વાંચશે તેનેજ આંખવાળો એટલે દેખતો સમજવો, (નહી તો આંધળો જાણવો;) અને જે માણસ ભણી જાણશે તેનેજ જીભવાળો સમજવો (નહી તો મુંગો જાણવો,) એવો એવો સ્ત્રીને પુરૂષ બંનેને લગતો એજ ધારો છે, (એટલે બંનેને ભણવું જોઈએ,) માટે સુધારો થવાને૦ (૭) જે માણસ ભણેલો હોય તે દુઃખનો ચુરો કરી નાંખે (કોઈ દિવસે પણ તે દુઃખ કાપી શકે,) જે ભણેલો નહી હોય તે મનમાં ઘણોજ પસ્તાય છે; પછી તે એમ ધારેછે કે આ મારી જીંદગાનીને ધીક્કાર છે કે હું ભણ્યો નહીં, માટે સુધારો થવાને (૮) તમે ખચીત માનજો કે આ વાત ધ્યાન આપવા જોગ છે. એટલે એ વાત મોટી છે; ને હું ખરૂ વિસ્તારીને કહુંછુ કે એને નજીવી ગણશો નહીં; માટે બધે ઠામ ઠામ નિશાળો કહડાવો, એવુંજ મોહોડે દલપતરામે માગ્યું છે. (૯)

### પાઠ ૯૩ મો.

ધારણ કરવું (સં.) લેવું; ધરવું; ચહડાવવું

ગોહત્યા (સં.) ગાયને મારવી; ગાયની હત્યા કરવી; ગાય માર્યાનું પાપ (ગૈ=હત્યા.)

મહા યુદ્ધ (સં.) ઘણી મુશ્કેલાઈથી.

વાદળી=બુરા; આસમાની

દેવસ્થાન (સં.) દેવનું ઠેકાણું; મંદીર.

### પાઠ ૯૪ મો.

કૃતઘ્ની (સં.) ગુણને બદલે અવગુણ કરનારો નીમકહરામ.

આડા=ઉલટા; વીરૂદ્ધ.

બાધરાદોર=સીધા.

દુરદશા (સં) ભુંડા હાલ.
મંજુર (આ) કબુલ.
ધુમટ=પોકાર; શોર.

**પાઠ ૯૫ મો.**

દબાણ=કબજો; ફાસો.
મસલહત (આ) વીચાર.
મ્યાના=મેનો; પાલગી જેવું બેસવાનું.
દીવાનગીરી (ફા.) વજીરાત; પ્રધાનવટી.
બેવકુફી (ફા) મુરખાઈ.
મોહર (ફા) શીકો; છાપ.
ઓહદો (આ.) પદવી; દરજ્જો; (અંબારી.)
તલાટું=તલાટીની નોકરી; તલાટીનું કામ.
ટોળી=મંડળી.

**પાઠ ૯૬ મો.**

રક્ષક (સં) વાલી; સાચવનાર
આભીર=ભરવાડ; રબારી.
વંશપરંપરા (સં) પેઢી દર-પેઢી; ચંદરોકાળ.
સરદારી (ફા) હાકમી.
વડવો=માનો બાપ; દાદો.
તફાવત (આ) ફેર.

**પાઠ ૯૭ મો.**

જોદ્ધો (સં) લડવૈયો.
ધામધુમ=દબદબો.
ઉલટીને=સામા થઈને.
દીવાનખાનું (ફા.) બેઠકનો મોટો ઓરડો.
બેશુમાર (ફા.) શુમાર વગરની; ઘણીજ.
ઘાણ=સંહાર; નાશ.
ફાટફુટ=બેદીલ; તુટ.

**પાઠ ૯૮ મો.**

ધાડ=લુટારાની ટોળી.
બાઘલા=નામરદ; બીચકારા બીકણ.
ઘા=જખમ; ઝટકો.
પરાક્રમ (સં.) ભારે કામ.
સદાકાળ (સં) રોજ.
ચેરો=ઓટલો; ચોત્રો.
લહેર=ખુંમારી.
ભંગી=ભાંગ પીનારો.
ઝાંઝ=રીસ.
ચાબક (ફા) ફટકો; ચાબખો
વીસ્મય (સં) નવાઈ
કમબખ્તી (ફા.) ભુંડા હાલ.
જોડા કાઢેલા=બનાવટની; ખોટી.

**પાઠ ૯૯ મો.**

બુંદ (ફા) કાણો.
જીંડવા=ડોડવા; બીઆં વાળાં ફળ.
ગર=માવો; મીચ.
પીળચટા=જરા પીળા
સુરમ=વાસ; સોડમ.
મગંટ=હરમો સ્વાદ.
જાગરતી (સં) હોંશીઆરી શુદ્ધી; સાવચેતી.
મીઠાસ=ગળપણ.

**પાઠ ૧૦૦ મો.**

સજીવન (સં) જીવવાળો
પરીપક્વ (સં) પુરાપાકો
ગઝાળી (સં) ગઝવાળી ફળ દુપ
આમળાવીને=વળીને; મરડીને.
દેશાવર (સં) પરદેશ; દેશાંતર; પારકે મુલક.

**પાઠ ૧૦૧ મો.**

દાખલ (આ) સામેલ.
નાતરચું=સાક; ચોખ્ખુ
સબંધ (સં) વળગણ
સ્થીર (સં) હાલે ચાલે નહીને; કાયમ.
યોગે (સં) ઉપાયે; થી.
ગોફણ=વચમાં ગાળો ને બે પાસ છેડા હોય એવું જીણો પથ્થર મુકી ઉગાડવાનું તે.

**પાઠ ૧૦૨ મો.**

આમન્યા=માન; ભાગ.
સુક્ષ્મદર્શકયંત્ર (સં) ઝીણી ચીજ મોટી દેખાય એવો કાચનો સંચો.
વાળાકુંચી=બાળનો નાનો કુચડો.

**પાઠ ૧૦૩ જો.**

લેસી=છાપેલ જગ્યા ઉપર મસવાનું લોઢાનું હથીઆર.
ધાવ=ધવડાવનારી સ્ત્રી.
શોભીતાં (સં) સારાં.
દટો=બુચ; ઢટો.
જંતુ (સં) જીવડાં.

ડંખ (સં) ચટકો

પાઠ ૧૦૪ થો.

દમયંતી (સં) નળ રાજાની રાણી, ને ભીમક રાજાની છોકરી.
નળ (સં) નૈષધ દેશનો રાજા
વીયોગ (સં) જુદા પડવું
નયન (સં) આંખ.
શોણીત (સં) લોહી.
ટીંબા=ઊંચા ટેકરા.
વૈદરભી (સં) વૈદરભ દેશના રાજાની છોકરી તે (દમયંતી
વલવલે=ટળવળે; વલખાં મારે.
ભામની (સં) બાઈડી.
ભે (સં) ભય; બીક.
એકલડી=એકલી; નીરાધાર; જાતે.
રસના (સં) જીભ
જાપ (સં) જપ; (એકચીતે સમરણ)
જપતી=ભજતી.
શુદ્ધ (સં) ભાન.
પાય=પગ.
રુધીર (સં) લોહી.
આખડે=અથડાઈ પડે.
ઠેસ=ઠોકર.
ઠેકરડા=કાંપા; નોહોર)
ગરાડ=મોટા; ઊંડા.
અશુદ્ધ (સં) ભાન નહી તે
ઉર (સં) છાતી; દીલ
થડકે=હાલે; થરથરે.
બરાડ=પોકાર.
ઘોય=ઘો; ગઓલ.
રાફ=દર.
ફુંફે=ફુંફાડા મારે.
ઘુઘવા=ઘોઘાટ કરે.
ઘોય=ઘો કરીને સરડા જેવું ભીવામણા અવાજનું જાનવર.
પ્રીછ=જાણ; ખબર.
વણીઅર=બીલાડીના જેવું પણ તેથી જરા મોટું પશુ
છીકારવાં=હરણ.
ચીતરા=નાના વાઘ.
ફાળ=ધારકો; કુદકો.
ફાલુ=કોળા જેવું પશુ.
નાદ [સં] અવાજ; સાદ.
શામળ=સમળાનું ઝાડ.
સેંકટી=સરગુઓ.
પંથ (સં) રસ્તો; (ધર્મ)
કંટળી=કાંટાનું ઝાડ.
થોર=થુએરાઓ.
બોર=બોરડી.
સુંદરી (સં) રૂપવંતી સ્ત્રી.
ચરણે (સં) પગે.
કામની (સં) બાયડી.
ઝાંખરૂ=કાંટાવાળી ડાંખળી
જટીઆં=લટીઆં; (જટાની પેઠે ગુંચવાયલા માથાના બાલ.)
રેણી (સં) રાત; રાત્રી.
જાડું=અઘોર; બીકવાળુ
ઘોર (સં) ભયંકર.
અનઉદક (સં) અન ને પાણી
નીંદ્રા (સં) ઊંઘ.
સુવન=સુવાનું.

## ( કવિતાની સમજુતિ. ) ૧૩)

વૈદર્ભી (વૈદર્ભ દેશના ભીમક રાજાની છોકરી ને નળ રાજાની રાણી તે દમયંતી) વનમાં અંધારી રાતે ટળવળે છે; તે જાતે સ્ત્રી જાત અને વળી એકલી તેથી તેને ઘણો ડર લાગે છે, વૈદર્ભી વનમાં ટળવળે છે. (૧) તે રાણી દમયંતી જીભાએ નળનુંજ નામ દે છે, ને તેનાજ નામના જપ જપ્યા કરે છે; (વારેવારે નળનળ એમ બોલ્યા કરે છે) તેને શરીરનું ભાન નથી, ને અંધારી રાતે તેને પગે કાંટા ભાગે છે; વૈદર્ભી વનમાં૦ (૨) તેની

રડતાં રડતાં આંખો રાતી થઇ ગઇ ને આંખમાંથી આંસુએ કરીને તેજ ઘટયું ને નેત્રમાંથી આંસુની બે ધારા ઝર્યા કરેછે ને લોહી વહેછે, વૈદર્ભી વનમાં० (૩) તે ચાલેછે પણ અહીંથી આહી ને પાંહાંથી પાંહાં એવી રીતે અથડાય છે, ને પગમાં ઠોકરો વાગેછે; તેમ કાંટામાં બાલ ભરાય છે; ત્યારે ચાલતી ઉભી રહીને અટકે છે, વૈદર્ભી વનમાં० (૪) તેના શરીર ઉપર ઝાડની ડાંખળી વગેરેથી ઘણા નોહોર કાપા પડયા છે, ને તેમાંથી લોહીની ધાર વેહેછે; ને મોહોડેથી નળ નળના ઉચ્ચાર શિવાય બીજો કંઇ પણ વીચાર તેને આવતો નથી, વૈદર્ભી વનમાં० (૫) તે ઊંડા કોતરો ઉતરે ને મોટા મોટા ઊંચા ડુંગરો આવે તેપર ચહડે, ને વાઘ મોટો પોકાર મારે તોપણ તેનું દિલ ભાન વિનાનું (હોલદિલ) થઇ ગયું તેથી ધડકતું નથી, વૈદર્ભી વનમાં० (૬) તેને વાંકે રસ્તે ટેકરા ટેકરીઓ ને બીવામણી ગુફાઓ ઘણી આવે, ને સાપ દરમાં ફુંફાટા મારે ને ઘોયરી માંહે ઘોઘાટ કરે તેથી ત્રાસ પામે, વૈદર્ભી વનમાં० (૭) પશુ પંખીના જે શબ્દ થાય તે તેની જાણમાં આવે નહી; તેમ વરૂ વણીઅરનો સાદ પણ ઘણો થાય ને તેની પાછળ રીંછ દોડે, તેની પણ ખબર તેને પડે નહી, વૈદર્ભી વનમાં० (૮) ત્યાં હરણ ફુંફાર મારી રહેછે ને ચીતરા (કાબરા વાઘ) પેટમાં ધાસ્કો પાડેછે કે (ઓ આવશે,) ફલુ એટલે કોલા જેવા જાનવરનો પણ બહુ અવાજ થાય; ને શીયાળનો સાદ પણ સંભળાય, વૈદર્ભી વનમાં० (૯) આંબા, આંમલી, ને લીમડા, તેમજ એખરાનાં ઝાડ પણ બહુ, વળી સમળો સદડા ને સેકટી એ ઝાડ પણ ઘણાં તેથી દમયંતીને રસ્તો સુઝતો નથી, વૈદર્ભી વનમાં (૧૦) ખેરના લકડાનાં, ખાખરનાં પાંતરાનાં, કચકીનાં, કંટાળી અને શુએરીઆનાં ઝાડ; તેમજ બાવળનાં ઝાડ પણ ઘણાં બીવામણાં, ને ત્યાં ઘણી બોરડીઓ તેથી પણ તેને રસ્તો દેખાતો નથી, વૈદર્ભી વનમાં० (૧૧) તે ઝાડોની અટવાઇમાં તે દમયંતી રાણી અથડાઇ પડેછે, ને તેને પગે ઝાડોના વેલા વીંટાઇ જાયછે; ને તે રાણીના માથાના ચોટલાના બાલ છુટા તેથી તે લટીઓ ઝાડ ઝાંખરામાં ભરાઇ જાયછે, વૈદર્ભી વનમાં० (૧૨) તેના શરીરે ઝાડો અથડાય. ને શરીરનું ભાન નથી તેથી કાંટામાં તેનાથી પગ મુકાય છે,

ને નળ રાજાનું સ્મરણ કરતી જાયછે, વૈદર્ભી વનમાં૦ (૧૩) તેને રાત કે દિવસ કશું માલમ પડે નહી, એવું તે અઘોરવન; ત્યાં ઘણા બીયામણા શબ્દ થાય; તેથી તેનું શરીર થરથર ધ્રુજ્યા કરે; વૈદર્ભી વનમાં૦ (૧૪) તેને અંન કે પાણી કશું ભાવે નહી ને રાત્રે ઊંઘ પણ આવે નહી, તેમ નહી બેસાય ને નહી સુવાય; એવી રીતે તે અટક રાનમાં તેને ભટકતાં ભટકતાં ત્રણ દહાડા એમ વહી ગયા. વૈદર્ભી વનમાં ટળવળેછે. (૧૫)

### પાઠ ૧૦૫ મો.

દ્રુમ [સં] ઝાડ.
પરહરવું [સં] છોડવું
પુન્યશ્લોક [સં] ધર્માત્મા; કીરતીવંત, તે (નળ રાજા.)
શ્યામા (સં) બાઇડી.
જાનું [સં] ઘુટણ.
પત્ની(સં) રાણી.
નૈશદનાથ [સં] નૈશદ દેશનો ધણી તે (નળ રાજા)
કાજળ=મેશ.
વ્યાકુળ (સં) બાવરી
દેહડી (સં) દેહ; કાયા.
નાથ (સં) ધણી; સ્વામી.
પટકુળ (સં) લુગડું; વસ્ત્ર.
ઉલટ=હોંસ; ઉમંગ.
ભાળ=શોધ; તપાસ.
ભુપાળ (સં) રાજા.
કટ (સં) કેડ.
શારદુલ (સં) વાઘ.
વહાલ=હેત; ચાહ.
નૈશદ દેશી (સં) નૈશદ દેશનો રહેનાર; નળ
સાવજ=વાઘ.
વનદેવી (સં) વનની માતા તે (દમયંતી)
કંપાય=થરથરે; બીએ.
તરૂપતી (સં) ઝાડનો ધણી ઊંચું ઝાડ.
અજગર (સં) સાપ.
વીકાશી=પોહોળુ કરી.
પ્રીછયો=જાણ્યો.
વીષ (સં) ઝેર; સોમલ.
અધીર (સં) ધીરજ વગરની આકળી.
ચક્ષ [સં] આંખ.
કંઠ (સં) ગળે.
શોષ (સં) પાણી વગર ગળે બોલાય નહી તે.
મરણ સમે (સં) મરતી વખતે; અંતકાળે.
પારધી=શીકારી.
જુગત (સં) હીકમત

### ( કવીતાની સમજુતી. ) (૧૪)

નૈશદ દેશના રાજા નળની રાણી દમયંતી ભુલી પડેલી તે વનમાં ભટકયા કરેછે, તે મુખેથી નળ નળ કર્યા કરેછે; બીજો કંઈ પણ શબ્દ બોલતી નથી, દમયંતી ભુલી પડેલી તે ભટક્યા કરેછે (૧) તેની આંખમાંની મેશ પણ આંસુએ ધોવાઇ ગઇ; ને તેનો સ્વામી નળ રાજા તેનું પેહેરેલું વસ્ત્ર ફાડી જતો રહયો, તેથી તેની અડધી કાયા ઉઘાડી રહી તેના દુઃખે તે ગાભરી થઇ ગઇ, દમયંતી ભુલી પડેલી તે. (૨) એટલામાં એક ચાતરો આવતો દીઠો, તેને હોંસથી ધીરજ રાખી દમયંતીએ નળ રાજાની ખબર

પુછી કે ભાઈ તારા જેવી કેડ છે, તેં નળરાજાને દીઠાતા? દમયંતી ભુલી પડેલા તે. (૩) પછી દમયંતીએ વનમાં એક વાઘને જોયો તેને દમયંતી પુછેછે કે હે વાહાલા, તને કંઈ નૈશધ દેશના રાજા રસ્તે મળ્યા? તારા જેવીજ તેની ચાલ છે, દમયંતી ભુલી પડેલા તે. (૪) એટલે વાઘ તો ગભરાયો, ને બીકથી નાશી જાય કે રખે એ વનની માતા દમયંતી મને પકડશે, (કેમકે વનમાં તે રાક્ષણી જેવી દેખાતી હશે) અને બીજાં પશુ પણ થરથર ધ્રુજવા લાગ્યાં; દમયંતી ભુલી પડેલા તે. (૫) પછી ઊંચા ઝાડને પુછયું કે તારી ઊંચે ડાળ ગઈ છે, માટે હે ઝાડના ધણી (જોગી મોટા ઝાડ) મને નળ રાજા ક્યાં માલમ પડે દમયંતી ભુલી પડેલી તે. (૬) ત્યારે ઝાડતો કંઈ જવાબ આપે નહી, તેમ તેમ રાણી ઘણું રૂદન કરવા માંડે; ને કે હે કે નળ રાજાથી હું જ્યારે વેગળી પડી ત્યારે સઘળા મારા શત્રુ થઈ પડ્યા, દમયંતી ભુલી પડેલા તે. (૭) એવામાં એક મોટો સાપ મોહું ઉઘાડી રસ્તામાં પડયો છે; તેને દમયંતીએ જાણ્યો નહી તેથી તેના મોંમાં પગ મુકી દીધો, દમયંતી ભુલી પડેલી તે. (૮) તેનો પગ ઘુંટણ સુધી તે સાપના મોમાં ગયો, તેથી રાણીને શરીરે બધે ઝેર ચડી ગયું; તેથી તે ત્યાં બાવરી થઈને નળ રાજાને સાદ પાડીને બોલાવવા લાગી, દમયંતી ભુલી પડેલી તે (૯) તે સાપતો મનમાં ખુશી થયો, કે આજતો ભલો શીકાર હાથ આવ્યો પણ વૈદર્ભી ઘણું ટળવળવા લાગી લાગી ને તેના આંખનાં નેત્ર બંનો ઊંચાં ચહડી ગયાં, દમયંતી ભુલી પડેલી તે. (૧૦) તેને બોલતાં બોલતાં ગળે શેરડો પડયો, ને મોઢે પાણીનો શોષ પડયો; ને કહ્યું કે મરતી વખત પણ મારૂ હઈઆં કોઈ મળે નહી, એમ કહી જીભે નળ નળનું ધ્યાન ધરતી જાય, દમયંતી ભુલી પડેલી તે. (૧૧) એવામાં રાણીને રડતી સાંભળીને ત્યાં એક શીકારી દોડતો આવ્યો; ને રાણીને દીઠી તો સાપના મોમાં તેનો પગ ભરાયેલો છે, દમયંતી ભુલી પડેલી તે. (૧૨) તે શીકારીએ પછી સાપને કુહાડાનો ઘા કરીને મારી નાંખ્યો; અને ઊકમતથી તે નળ રાજાની રાણીનો પગ તેના મોમાંથી કહડાવ્યો, દમયંતી ભુલી પડેલી ભટકયા કરેછે. (૧૩)

નળ એ મોટો ધર્માત્મા ક્ષત્રી રાજા થઈ ગયો, તે નૈશદ દેશના વીરસેન રાજાનો છોકરો, તે ઉપરથી તેને નૈશદનાથ કહેછે. દમયંતી એ વૈદરભ દેશના ભીમક રાજાની છોકરી, તે ઉપરથી એને વૈદર્ભી કહેછે. નૈશદ એ બંગાળાનો એક પ્રદેશ છે અને વૈદરભ તે દક્ષિણમાં છે તે ધાર્યું કરીને (વરાડ હશે.) નળ દમયંતીના આખી વત પ્રેમાનંદ કવિએ રચેલી છે તેને નળાખ્યાન કહેછે; તેમાં ૬૪ કડવાં છે. તેમાં આ તો ૩૭ તથા ૩૮ માં એવાં બે કડવાં છે નળ રાજાની પુંઠે કળજુગ પડયો અને તેણે નળ દમયંતીને દુઃખી કરી તેઓ વચે વિજોગ પડાવ્યો ત્યાંથી આ ચાલેછે. ૧૦૫ મા પાઠની છેલી કડીમાં પારધીએ સાપના મોમાંથી દમયંતીનો પગ મુકાવ્યો પણ પછી શું થયું તે વાત બીજા કડવામાં છે. તે પારધીએ પછી દમયંતી ઉપર નજર બગાડવાનું કરયું ત્યારે દમયંતીએ તેને કહ્યું કે મને છેડીશ નહી હું સતી છુ પણ તેને માન્યું નહી ત્યારે તેને તે પારધીને શ્રાપ દીધો તેથી તે બળીને ભસ્મ થયો. ત્યારપછી દમયંતી વનમાં નળ રાજાની શોધમાં આગળ ચાલી ત્યાં તેને ઘણું દુઃખ પડયું, તેને મથે મોતીના હારાની ચોરીનું તોહોમત આવ્યું, તેમજ નળ રાજા જયાં હતો ત્યાં તેને બાહુકજીનો વેષ લેવો પડયો પછી તે ચાર વિદ્યા શિખ્યો વગેરે જાણવા જોગ વાતો નળાખ્યાનમાં ઘણી વિસ્તારેલી છે તે રમુજી અને રસ પડે એવી છે; માટે તે ચોપડી વાંચેથી બધો ખુલાસો મળશે. તે ચોપડી (નળાખ્યાન) વાંચવા લાયક છે.

**પાઠ ૧૦૬ ઠો.**

આંગરીઓ=આંગર લઈ જનારો હથીઆર વાળો પુરૂષ.
ફાંચીઆ=દરીઆઈ લુટારા લુંટી જનારા.
પેશવાઈ (હી) પેશવાના રાજની ગાદી.
રજુ (આ) હાજર; હજુર.
કુલ (આ) બધો; તમામ.
અમીર ઉમરાવ (આ) ઊંચા કુળના માણસો ખાનદાનવાળા.

**પાઠ ૧૦૭ મો.**

દુર્રાની (ફા) અબદાલી લોક
રાજભ્રષ્ટ (સં) રાજના ગાદી ઉપરથી ઉઠાડવું.
રાજપદવી (સં) રાજની ગાદી હોદ્દો.
ધારા (સં) પ્રવાહ; ધાર.
પૌત્ર (સં) છોકરાનો છોકરો
દગલબાજ (ફા) લુચ્ચો, દગાખોર.
કાપાકાપી=ખુના મરકી; કાટાકટી; ખુનરેજી.
ઓચ્છવ (સં) મોટી ખુશાલીનો દાહાડો; મોટો તહેવાર; રૂડું ટાણું.
પુજારીઓ=પુજાના કરનારા

**પાઠ ૧૦૮ મો.**

સરહદ (આ) સીમા; મરયાદા.
કવાયદી (આ) કસરત કરનારૂ; કવાયદ જાણનારૂ.
પેદલ=પગે ચાલનારૂ લશ્કર.
આવક=વધારો; ભંડોળ; પેદાશ.
તંગી (ફા) ખોટ; તાણ; તોટો.
આતુર (સં.) હોંસીલા.

**પાઠ ૧૦૯ મો.**

રોહીલા=રોહીલખંડના રહેવાસી.
દીવાન (ફા) પ્રધાન; વજીર.
મદદ (ફા) સાથ; હાથ.
જખમ (ફા) ઝટકા; ઘા.
સોહેવાયું=ખમાયું.
સુખદાયક (સં.) સુખકારક; સુખ ઉપજે એવો.

**પાઠ ૧૧૦ મો.**

રાજનીતી (સં) રાજ કરવાની નીતી.
પ્રકરણ (સં) બાબ; ભાગ.
વીરૂદ્ધ (સં) ઉલટું; સામુ.
પ્રમુખ (સં.) અધ્યક્ષ; વડો; સભામાં સૌથી મોટો; ગાદનશીન.
સ્વતંત્ર સંસ્થાન (સં) ઉત્તર અમેરીકામાં એક દેશ છે.
અધીકારી (સં) અધિકારપદવીવાળો.
મીત્ર (સં) દોસ્તદાર.
બ્રીટીશ (અં) અંગ્રેજી; બ્રીટીન દેશના.

મળતાવડો=હળતા સ્વભાવનો.
સીપાઈગીરી (ફ.) સીપાઈનો ધંધો.
નકાર=ના; નાકબુલ.
ઉમેદવાર (ફા) હોંસીલો; ઉમેદ રાખનાર,
સામાવાળીઓ=સામાવાળો; શત્રુ; હરીફ. હમસાયો.
પ્રમાણીકપણું (સં) સાચવટ; સત્ય.
સીફારસ (ફા) ભલામણ.
અત્યંત (સં) ઘણોજ.
પ્યારો=વાહલો.
ગેરવાજબી (આ) ખોટું; અધરમ.
આગતાસ્વાગતા (સં.) સેવા ચાકરી; પરોણાગત.
ખાનગી (ફા.) ઘર કામ સંબંધી; જાહેર નહી તે

**પાઠ ૧૧૧ મો.**

સ્વાદીષ્ટ (સં.) સ્વાદદાર.
પાચનકારી=પચી જાય એવા
વસ્તેવ (સં) દેવતા; આગ.
ઠુંઠવાઇને=ઠીકડાઇને.
સાબીત (આ) નક્કી; સીદ્ધ
દેખાવ=શોભા.
ખેલ=ક્રીણીરજ; ધૂળ.

**પાઠ ૧૧૨ મો.**

છત્ર=સીલીક; હોવું.
ગાસ (અ) એક જાતનો વા; હવા જેવો પ્રવાહી પદાર્થ

બાસે (સં) લાગે.
ઘમસાણ=ઘાણ; નાશ.
જીવતર (સં] જીંદગાની.
કોશ=નરાજ; ગાઉ.
ગણતરી=હીશાબ.

**પાઠ ૧૧૩ મો.**

સીમ (સં) હદ; મરયાદા.
સુમાર (ફા) આશરો; અડશટો.
તલેટી=નીચેનો ભાગ.
તીર્થ (સં) નદી કાંઠાની પવીત્ર જગા; ઓવારો; ઘાટ
ચમકાર=ઝબકારા.
ધુમ્મસ=ધુમ્મસ; જમીનથી; આકાશ તરફ નજર કરતાં ધુમાડા જેવું દેખાય છે તે.

**પાઠ ૧૧૪ મો.**

કસ્તુરી મૃગ=જે હરણની નાભીમાંથી કસ્તુરી નીકળે છે તે હરણ.
પટું=એક જાતનું, ઉનનું કપડું.
લામા=બૌદ્ધ ધર્મ ચલાવનાર બૌદ્ધનો એક અવતાર.
ડુંટી=નાભી.
કસ્તુરી=એક જાતની ઘણી સુગંધીદાર ચીકણી કામની વસ્તુ.
મશરૂ (આ) એક જાતનું ઊનું રેશમી કપડું.
મસલતીઆ (આ) ગોઠીઆ

મગતીઆ.
સખતી (ફા) જુલમ.
જાતીભેદ (સં) ન્યાતી અંત
ર; ન્યાતમા જુદાઈ.

**પાઠ ૧૧૫ મો.**

દંતુશળ (સં) હાથીદાંત.
તોલ (સં) વજન; ભાર.
લોથ=મડદું; લાશ.
શીકારીઓ (ફા) પારધી.
ફાંસો=ફાંસલો; શુળી.
ફોગટ=અમથું; નકામું.
હાથીખાનું=હાથી બાંધીરા-
ખવાની જગો.

**પાઠ ૧૧૬ મો.**

હરીગીત (સં) ઈશ્વરનું ગી
ત;(છંદનું નામ.)
તતએવ (સં) તુરત.
થીર (સં) જે હાલે ચાલે ન-
હી તે; કાયમ.
નવીન (સં) નવું.
બુદ્ધિશાળી (સં) અક્કલવં
ત; સમજુ.
કસુર (આ) ખામી.
પુષ્ટ (સં.) જબરૂં; જોરાવર.
ભ્રષ્ટ (સં.) નઠારા; નીચા.
સંહાર (સં) નાશ; ઘમશાણ;
છળકપટ (સં) દગા ફટકાણુ
પ્રપંચ.
ખળ (સં.) લુચ્ચો; કપટી.
કપટ=ફેત વગ.
ચપટ=જમીન બરાબર.
વેરીએ=દુશ્મનો
શુદી=અજવાળીઉ
રીપુ (સં) દુશ્મન; વેરી.
નીરગુણ (સં) ગુણ વગરના
(નીર–ગુણ)
છાજ=છાપરાનીચે જડેછે તે
રીદ્ધિ (સં] દોલત.
સીદ્ધિ (સં. મનની ઇચ્છા
પુરી થાય તે.
અખુટ (સં) ઘણીજ; ખુટે
નહી તેટલા.
ભંડાર (સં) ભરપુર ખજાનો
મનોરથ (સં) મનની ઇચ્છા
મનકામના.
કુશળ (સં) શરીરે સુખી.
સુખકાર (સં) સુખ કરે એવો
નીર્દોષ (સં] દોષ વગરનો કો
ઈની તરફદારી વગરનો.
નીશ્ચળ [સં) ચળે નહીં એ
વો; સ્થીર.
નમજો=પધારજો.
પ્રતી (સં) દર એક.
જયજયકાર (સં) ફતેહ ફતે-
હ; જશનો દમકો.
ગાજ=અવાજ.
સ્નેહ (સં) ચાહ; પ્રીત.
સજ્જન (સં) સારા માણસ
(સત–જન.)
રચેલ (સં) રચેલા.

## ( કવિતાની સમજુતી. ) (૧૫.)

હે દેવના દેવ એટલે મોટા ઇશ્વર તું તરત દિલમાં દયા ધર કે જે રાણીજીના રાજથી હમે સુખીઆ થયા; તું નિત્ય એના મુગટમાં નવું નવું તેજ આપ, અને સદા તું એ વિક્ટોરિઆ રાણીને આ રાજમાં સુખી રાખ (૧.) એ પ્રીતિવાળી અને દિલમાં દયા લાવનારી અક્કલવંત મોટી બાઈ છે; કે જેના મનમાં ઘણી ચતુરાઇ ભરેલી છે; દેશમાં જેના કામ વિષે જરા પણ કસુર માલમ પડતી નથી, માટે સદા તું એ વિક્ટોરિઆ૰ (૨) જે નઠારી વાતમાં મચેલા એવા જે જબરા આ સંસારમાં એના શત્રુ છે; જેઓ માણસને દુ:ખ દે અને નઠારા વિચારમાં ફરતા ફરે- તેનો તુરત નાશ કરનાર આ જગતમાં પ્રભુ તુંજ છે; માટે સદા તું એ વિક્ટોરિઆ. (૩) હે

પ્રભુ આવા વખતે તું ઉઠીને હમારી અરજ મનમાં લેજે, ને દગો કરે એવા કપટી જે લોકો છે તે બધાને તું જમીન દોસ્ત (પાએમાલ) કરી નાંખજે; એ દુસમનોના રેહેઠાણને (ટોળીને) જરા વારમાં તું દૂર કરી નાંખજે; ને સદા તું એ વિકટોરિઆ૦ (૪) અજવાળીઆમાં જેમ ચંદ્રમાનું તેજ દાહાડે દહાડે વધતું જાય; તેમજ એ મોટાં રાણી સાહેબનું ઘણું તેજ તારા વડે ચડતું રહે; ને જેમ છાજમાંના છોડવા મુળ વિનાના હોય તેમજ તેના દુશ્મનોના કુળને તું મુળ વિનાના કરી નાંખજે; ને સદા તું એ વિકટોરિઆ૦ (૫.) તારા ભંડારમાંથી ઘણીજ (ખુટે નહી તેટલી) દોલત એને આપજે, ને એના મનની ઇચ્છા પુરી પાડી ને સઘળાં દુઃખ એનાં કાપી નાંખજે; હે જગતના બનાવનાર ઇશ્વર તું એના બધા રાજમંડળમાં કુશળપણું આપ; ને સદા તું એ વિકટોરિઆ. (૬) લાંબી મુદત સુધી એનું રાજ હમારા ઉપર સદા કાયમ રાખજે, વળી એના કુટુંબનો પરિવાર પૃથ્વી મધ્યે સુખ પામે તેમ વધજો; પરમેશ્વર પ્રીતે એના હકુમત બધા દેશમાં બાઝજો, ને સદા તું એ વિકટોરિઆ. (૭) એનો ઇનસાફ દોષ વિનાનો (તરફદારી વગરનો) છે તે જગત મધ્યે પથરાજો, અને નિત્ય જુદે જુદે દીવસે બધા કામમાં એનો જશ વધજો; હમે ઉંચા સાદે એનાજ અવાજમાં એના ગુણનું ગ્યાન કરીએ માટે સદા તું એ વિકટોરિઅ. (૮) ભાઇઓ મનમાં ઉમંગ ધરી ઇશ્વરની સ્તુતિ કરીને મોહોડેથી એવું માગજો, કે આ પૃથ્વીપર રાણીજીના હરેક કામમાં ફતેહ થજો; ને એના દુસ્મનોનું જોર નરમ પડી જજો; સાચા સ્નેહભાવથી તમે સઘળા સારા માણસો ગામે ગામના એની કીર્તી ગાજો, ને આ સારા નવા છંદ દલપતરામ કવિએ રચેલા છે. (૯)

**પાઠ ૧૧૭ મો.**

અપકાર (સં) સારાને બદલે નઠારૂ; અવગુણ.
ઉપકાર (સં) પાડ; ગુણ.
આશ્રમ (સં) રેહેઠાણ; આશરાનું ઠેકાણું.
આજાર (ફા) રોગ.
આતુરતા (સં) હોંસ.
સેવા (સં) ચાકરી.
તસદી (અ) મેહેનત.
દરવેશ (સં) અહેવાલ

**પાઠ ૧૧૮ મો.**

ગુજરાન=આવકોમાં જે ગોપાળ કરવા તે.
બંદગી (ફા) ઇશ્વરી પ્રાર્થના સ્મરણ.
ગરાસીઓ=વંશ પરંપરાથી કંઇ સરકારી જમીન મ.

જેલી કે તે અદલ કંઇ રોકડ મળતું હોય તે લેનાગ લોકો; ગરાસના ધણી એક જાતના રજપુત—ઠાકોર.
ઓવારણા=બલા ઉતારવી; અલાબલા કાહાડવી તે.
ઘુમટો=લાજ; (માથ નો છેડો મોં૫ર ખેંચવો તે.)
નેખી=જુદી; અળગી.

પાઠ ૧૧૯ મો.

આખુદ્રધુની (સં) સાંકડો પાણીનો ભાગ પાણીનાબે મોટા ભાગને સાંધનારો.
અધર=અળગો; નિરાધાર.
ઝબ્બો=ઢીલો લાંબો ઝુલતો જામા જેવો પોશાક.
નાપસંદ (ફા) અણગમતું; પસંદ નહી તે
અન્યોન્ય પરસ=માહો માંહે, અન્યોન્ય.
અદબ (આ) સલુકાઇ; મર્યાદા.

પાઠ ૧૨૦ મો.

ગુર્જરી=ગુજરાતની.
બીરાજે=દીપે; શોભે
વીવા=લગ્ન; શાદી.
થોક=જથો; ટોળુ
શહીબાગ (ફા) શાહજહાં બાદશાહે બંધાવેલો મોટો બાગ.
સાથ=જમાવ.
સુણાવી=સંભળાવી.
વધાઇ=વધામણી; ખુશીની ખબર; ખુશાલી.
ગર્જના (સં) મોટો અવાજ; ગડગડાટ.
દીપમાળા (સં) હારબંધ દીવાની રોશની કરવી તે.
ઓપી=ઝળકી; દીપી.
રાજમેહેલ=રાજાનો મેહેલ; (કલેક્ટર સાહેબનો બંગલો.)
ગોટા=કલગી.
નીવાજે (ફા) બક્ષીસમાં બક્ષીસ મળી.
દારૂખાનું (ફા) આતસબાજી.
દૈત્ય (સં) રાક્ષસ; વાંદર
ઉત્સવ (સં) આનંદ; ઓચ્છવ.
હરખ્યો (સં) ખુશી થયો.
આતશબાજી (ફા) દારૂખાનું; દારૂ ભરેલાચીજો ફુટથી જોવાનો તમાશો.
લંકપુરી=લંકા નગરી.
ભભકાર=ભપકો.
છબી (સં) ચેહેરો; ચોત્ર તસ્વીર.
વ્રજ (સં) વંદ્રાવનમાં ગોકુળ મથુરાં તરફનો; ભ્રીજવાસીનો.
લોચન (સં) આંખ.
ત્રીલોચન (સં) ત્રણ આંખ (ત્રી—લોચન)
ઉપમા(સં)શોભા; સરખાવવું
પલ્લો=છેડો; કેડો.
સમાન (સં) સરખો.
નાવે=નાહી આવે.
જમાન (આ) જામીન.
ઠેકી=આટકી; થોભી.

## ( કવિતાની સમજુતી. ) (૧૬)

વિક્રમાજીત સંવત ૧૯૧૫ માં, વળી સાગ વખતે બેશતાજ વર્ષમાં; જયાં કે ગુજરાતની રાજધાની (અમદાવાદ) બીરાજે છે, ત્યાં આજે રાણીજીનું સારૂ રાજ થયું. (૧) તે વખતે બધાના મનમાં એવો હરખ ઉપજયો, તે એવો કે કંઇ પૈસાનો લાભ થાય અથવા કંઈ મનનું ધારેલું કામ થાય તેથી જેવો સંતોષ ઉપજે તેવો થયો; લગ્ન કરતાં પણ તે દિવસનો વાર જાણે

મોટો હોય એમ શોભે, એવું આજે રાણીજીનું. (૨) એ દીવસે લોકોનાં ટોળે ટોળાં મોટા ઉમંગથી ફરતાં, અને બધાએ લુગડાં પણ ગ્રફેત પેહેરેલાં એવા ખડેશ્ર ટ બનેલ; તેઓ બધા એજ કામને વાસ્તે શાહીબાગમાં ગયા, એવું આજે રાણીજીનું. (૩) ત્યાં બધા સઘળા સાહેબો (યુરોપીયનો) મંડળી મળી, અને ઘણા હોંસે હોંસે દેશી શેઠીઆઓ મળ્યા; અને સ્વારો મળેલા તેના બંદુકના મોટા અવાજ થતા હતા, એવું આજે રાણીજીનું. (૪) ખુશ ખબર એટલે રાણીજીના રાજ્યની જાહેર ખબર વાંચી સંભળાવ્યાથી સઘળાને ઘણો હરખ ઉપજ્યો, અને તેથી જુદા જુદા રાગમાં વાજાં વાગી રહ્યાં; તોપના અવાજને વખતે તે દિવસે ત્યાં મોટા અવાજ થયા એવું આજે રાણીજીનું. (૫) મળેલા ગ્રહસ્થો પછી ઘેર જઇને તે દિવસે સારાં સારાં ભોજન જમ્યા, અને એજ રાત્રે પછી દીવાની સારી રોશની તેઓએ બતાવી; તેમાં God Save the Queen (પરમેશ્વર રાણીનું રક્ષણ કરો) એવા મોટા અક્ષરો જ લખેલા તે શોભી રહ્યા હતા, એવું આજે રાણીજીનું. (૬) એ દીવસે રાજાના મેહેલમાં (હાંઇઆં અમદાવાદના કલેકટર સાહેબના બંગલામાં) ઘણાક લોક મળેલા, તેઓને ભાષણો સંભળાવી પછી ફુલ ગોટા આપ્યા; તેમ કવી દલપતરામ ડાહ્યાભાઇને નવી પાઘડી તથા શાલજોડો બક્ષિસ આપ્યો, એવું આજે રાણીજીનું. (૭) તે દિવસે આતસબાજીનો ખેલ પણ સારો રચ્યો હતો, એ તમાશો તે વખતે ઘણા લોક જઇને જોતા હતા; જાણે દૈત્ય (વાંદરાનો દેશ એટલે લંકા બળતી કેમ હોય એવું દેખાતું હતું, એવું આજે રાણીજીનું સારૂ રાજ્ય થયું. (૮)

એવી રીતે જયજયકાર આનંદ થયો, ને બધું સભા મંડળ ખુશી થયું; અને તેઓ બધા હાથ જોડી ઊભા થઇને પ્રભુની પ્રર્થના કરવા લાગ્યા કે હે ઇશ્વર, આ વિકટોરિઆ રાણીનું રાજ્ય સદા કાયમ રેહે એવું તું કરજે.

જાણે શેહેરથી વેગળી લંકાં નગરી કેમ સળગી હોય તેમ તેમ મોટા ભભકાથી આતશબાજીની વખત રાવણની છબી બાંગી, કે કાંતો ગોકુળ મથુરાં તરફના દેશમાં વગડાનો અગ્નિ સળગ્યો, અથવા જવાળામુખી પર્વતની આગ ગગને ચડીને ગાજી; નહી તો જાણે (શીવ) ઇશ્વરની ત્રીજી

આંખ ઉઘડી હોય એવી ઉપમા દલપતરામ કહેછે, તેવાજ આજે અમદાવાદમાં રાજ્ય સભાના આગળ રાત્રે આતસબાજીનો ખેલ બન્યો. (૧)

મેલો ઘેલો પેલો આગ ખેલમાં ઉભેલોછે તે જુઓ, તેને ગોદડાં વતે ગુંથી લાપેલો હોય એવો જાણે હનુંમાનજી આવેછે; તેના હાથ દારૂવાળા કાળા ને દાઢી મોઢું પણ કાળું દેખાયછે, ને પાઘડીનો છેડો લટકતો પુછડા બરાબર જણાયછે; તે ઠેકાણે (આતસબાજીમાં) લોકો ત્રાસ પામીને નાસાનાસ કરે પણ જેના રામજી જામીન છે તેને કશી ઝાળ લાગતી નથી; તે ઠેકાણે ઠેકાણે બધે આગ લગાડીને આઘો ખસેછે, તે કોણ જાણે હશે હનુંમાનજી કે પછી નકી તો મુલ્લાં સુલેમાનજી. (૨)

આ કવિતમાં ઘણું સમજવાનું છે. પેહેલાં અંગ્રેજી રાજ્ય ઈસ્ટ ઈંડિઆ કંપની ચલાવતી હતી, પણ સન ૧૮૫૭ ના બળવા પછી એ રાજ્ય રાણી સાહેબે પોતના હાથમાં લીધું એ રાણીના રાજ્યની શરૂઆત થઈ તે પ્રસંગે જુદા જુદા શેહેરોમાં તેમને મુબારકબાદી આપવાને સભા મળી હતી. મુંબઈમાં પણ મળી હતી; સુરતમાં રૂસ્તમપરામાં જયાં કે સરજમસેદજીની છોકરાઓની નિશાળ છે તે લીલડી બાગમાં પણ મળી હતી; અને એજ કારણસર એક મોટી સભા અમદાવાદમાં ત્યાંના કલેકટર સાહેબના બંગલાનાં સવંત ૧૯૧૫ ના કાર્તક સુદ ૧ ને દીને મળી હતી, તે વખતની સભાનો આ કવિતામાં બધો વિસ્તાર આપેલો છે એવું સમજવું.

આતસબાજીવાળા છંદમાં રાવણના છાની બાગી એમ લખ્યું છે તેનો અર્થ એવો કે જયારે રાવણ મુઓ ત્યારે તેનું માથું ફુટી તાળવામાંથી અગ્નિ નીકળી લંકા સળગી હતી, તેજ પ્રમાણે હઈઆ (અમદાવાદમાં) આતસબાજીની વખત ઘણી રોશની થઈ તે વખતે કોઠીમાંથી આગ નીકળી જાણે તેવી લંકા કેમ સળગી હોય એવું થઇ રહ્યું હતું.

મનહર છંદમાં પેહેલાં ગોદડે ગુંથાયલો હનુંમાનજી એને છેલ્લે લખ્યું છે કે તે હશે હનુંમાનજી કે મુલ્લાં સુલેમાનજી ત્યારે કોઈ કેહેશે કે આ કવિતામાં તે વળી લોકાનું નામ કેમ લખ્યું હશે? તેનું કારણ એ સમજવું કે જયારે હનુંમાને લંકા બાળવા માંડી ત્યારે પેહેલાં તે બધે આ

ગ લગાડીને ખસતો રેહેતો હતો; તેમ અમદાવાદમાં સુબા મળી તે દિવસે આતસબાજી તથા રોશની થઇ ત્યારે તે સુલેમાનજી હોરાએ સળગાવી હતી, તેથી તેને હનુંમાનની ઉપમા આપી છે. જેમ હનુંમાનના પુંછડાને છેડે ગોદડાં વીટેલાં હતાં, તેમ આ હોરાનો છેડો લટકતો હતો.

**પાઠ ૧૨૧ મો.**

દેવલ (સં) મંદીર દેરૂં.
નખતેલ=એક જાતનું. ચીકણું તેલ.
હસમુખા (સં) ખુશમીજાજના.
શોખીલા (આ) મોજ શોખ કરનારા સેહેલાણી.
સમજુ=દાના; વીચારવંત
ખુશામતીઆ (ફા) ખુશામત કરનારા.
ઢોંગી=બાહાનાખોર.
અનુસરીને=મેળવીને મળતા; લગતા.
ગાલીચા (ફા.) બીછાવવાનાં ઉનનાં કીમતી પાથરણાં.
પરસેપોલીશ=ઇરાનની અસલની રાજધાની.
મનારા (આ.) એક જાતની ગોળ ઘણી ઊંચી પોહોળી છોની ઇંમારત.

**પાઠ ૧૨૨ મો.**

સીંહણ (સં) સીંહનામાદા.
અયાળ (સં) કેશવાળી; ગળા ઉપરના બાલ.
ખુની (ફા) કોઇને મારી નાખનાર; ઘાતકી.
તડાકે=સપાટે; ઝપાટે.
વપત (સં) દુઃખ.
જાનવરખાનું=જાનવરોમાં રેવાનું ઠેકાણું.
રખવાળ=સાચવનાર.

**પાઠ ૧૨૩ મો.**

પડઘા=બોલેલા બોલ ઉંડાણ કે ઝાડીવાળી જગ્યામાં અથડાઇને પાછા સંભળાય તે.
મદોન્મત્ત (સં) અંહકારમાં છાકેલો; મનથી જાણેલું જબરો.
ત્રાડ=બુમ; બરાડ.
ધ્વની (સં); અવાજ.
ગરજ્યો [સં) ગરબો.
ઓણ=આણી તરફ.
હુંકાર=હુંકારો; હલકો બોલ
વનપતી (સં.) વનનો રાજા.
ઉચ્ચારતાં (સં) બોલતાં.
પ્રતીઘોષ (સં) સામો અવાજ
કેશરી (સં) સીંહ.
ઠેકતો=ઉભો રેહેતો.
હૈડે=હઇએ.
ગર્વ (સં) અહંકાર.
તરૂ (સં) ઝાડ.
વનરાજ (સં) વનનો રાજા; (સીંહ.)
શાંત (સં) ચુપ; ધારો.
વદવું=બોલવું.
અણવીચાર=વગર વીચારે; જેમ મનમાં આવ્યું તેમ.

## ( કવિતાની સમજુતી. ) (૧૭.)

એક બીહામણા વનમાં એક મોટો સીંહ (વનનો રાજા રેહેતો હતો, તે મનમાં ઘણોજ અહંકાર માને; અને કેહેકે આજને સમે પૃથ્વી ઉપર મારા જેવું જબરૂં કોઇ નથી. (૧.) એણે એક વખત ત્યાં મોટી બુમ પાડી, તેથી ત્યાં ઝાડોના જથામાં તેના અવાજનો પ્રત્યાઘાત થયો (એટલે સિંહે જેવી બુમ પાડી તેવીજ સામેથી કોઇ જાણે બીજો બુમ પાડતું હો.

ય એવું તેને સમજાયું.) (૨) તે સિંહ ઝાડોની સામા જોઈ કરીને વિચાર કર્યા કરે, કે આણી તરફ કોઈ આવ્યું; તેને પછી તે સિંહ કેહે તુ કોણ તો પડઘામાં પણ કોણ સંભળાય, તેથી તેણે જાણ્યું કે કોઈ આ મારા ચાળાં પાડેછે. (૩) સિંહ કહે કે તું મને તુંકારે (હલકા શબ્દથી) કેમ બોલેછે હું તને ઠોકી નાંખીશ નહીં તે અહિંઆંથી બાહાર નાસ; ત્યારે પડઘો પણ જાણે તેને કેહેતો હોય એવું લાગે કે તું મને તુંકારે કેમ બોલેછે હું તને ઠોકી નાંખીશ, નહીં તો અહીંઆંથી બાહાર નાશ. (૪.) સિંહ બોલે કે હું વનનો રાજા છું ને તું તો ચોર છે, ત્યારે પડઘો પણ સામું તેવુંજ બોલે; એમ બોલતાં બોલતા ત્યાં ઘણા પડઘા પડવા લાગ્યા. (૫.) પછી પેલો સિંહ મનમાં સમજ્યો કે કોણ જાણે એને મારૂં એ વનનું રાજ્ય લઇ લેવા ધારતો હોય, એવું ધારી તેને જોવાને વાસ્તે તે સિંહે ફુદકારો માર્યો. (૬.) પછી તે મનમાં હિમ્મત રાખીને બધે ઠેકાણે ઉભો રેહેતો, અને અહંકાર મનમાં રાખીને મોટો બરાડ પાડતો ઝાડ પર્વત એવે બધે ઠેકાણે તે ફરી વળ્યો. (૭.) એવું જોઇને ત્યાં તેને એક ડાહ્યા શીઆળે કહ્યું કે હે વનરાજ એ અવાજ આપનો છે, આપ શીવાંય બીજા-કોઇનો નથી. (૮.) એ પ્રમાણે શીઆળે તેને ઘણી સમજુતી આપી, તે સાંભળી સિંહ થંડો પડયો; અને તે બધાં કારણ મનમાં સમજ્યો એટલે તેનો વેહેમ દુર થયો. (૯.) એ પ્રમાણે આ લોકમાં જેવા બોલ બોલે, તેનો પડછાયો પ્રત્યાઘાત થાય; તે બોલેલા બોલ જેવાજ સમજાય. (૧૦) કોઇને સારો કહીને આપણે સારો શબ્દ સાંભળવો ને બાળક કહ્યાથી તે બાળક કહે; તેમ વખાણ કરેથી તે આપણા વખાણ કરે, ને ગાળ દીધાથી આપણને સામી તે ગાળ દે. (૧૧.) માટે મોંમાંથી શબ્દ કાહાડો તે વિચારીને બોલવો, પણ દલપતરામ કેહે કે વગર વિચારથી છુટી જીભે એક પણ બોલવો નહીં, (બાપુ તેમ લવવું નહીં.) (૧૨.)

**પાઠ ૧૨૪ મો.**

ઉપદેશ (સં) બોધ.
ફીક (સં) દાઝ; શેવક.
મુદમળ=મુદગળીકે.
અવની (સં) પૃથ્વી.
અઘઓઘ (સં.) પાપનો ઢગલો.
અંબાર (ફા] જથો; ભડાર
કઠોર=વજ્જર; કઠણ.
માયા (સં) પૈસો ટકો; છોકરાં છૈઆંની વાડી.
મીરપા (સં) ફોકટ.

મરકટ (સં) વાંદરો; માંકડું (સુક બકડી.)
પ્રપંચ (સં) છળભેદ; દગો; ફટકો.
પરહરતાં (સં) છોડતાં.
સ્મરણ (સં) યાદ.
ભવજળ (સં.) દુનીઆના જંજાળ; સંસારરૂપીપાણી
જડબુદ્ધી (સં.) મુર્ખ જેવી સમજ.
સંત (સં) સાધુ; જોગી.
શુદ્ધ (સ) ખરેખરા.
રાગી (સં) ઢગલો.
ગર્ભ સં) અંધારાણ.
મણા=કસર; ખામી.
જગદીશ (સં) જગતનો ધણી; ઈશ્વર; (જગત–ઈશ)
અવનાતન (સં.) પૃથ્વીનું તળીઉં.
કુકર્મ (સં) નઠારાં કામ.
કોઠાર=ભંડાર; ખજાનો.
જડરૂપ (સં) હાલે ચાલે નહીં એવી જે હાલત (માને પેટે જન્મયો તેજ, કાઇભગવતસેવાસ્વાધીનણી)
શીત (સં) ઠંડ; ટાઢ.
વર્ષા (સ) વરસાદ.
કલેશ (સં) કંકાસ.
સોડ=ઘુમટો; બાજુ.

## (કવિતાની સમજુતી.) (૧૮)

મનને સો ફેરા સમજાવું તોપણ શું મન માનતું નથી. અને (બળ, કઠણ, કઠોર, ચંચળ) એ જે મનના ચાર કહેવાય છે તે સાથે ચાળ ચિત્તવાળું મન તે ચો તરફ ફર્યા કરે છે૦ (ટેક.) મન ભુતની પેઠે ભમ્યા કરે છે ને તે માયામાં મસ્વું રહેછે, પણ તેને ઈશ્વરનું ભજન કરવાને ગમતું નથી, મનને સો ફેરા૦ (૧.) મનને માણસનું રૂપ આપીને કહેછે કે હે મન જો તું યમ રાજાના દુતનો ડર ગણતું હોય, તો આ ખોટા સ્વપ્નને કેમ માનેછે ને ગયો વખત તે મનમાં આણતું નથી. મનને સો ફેરા૦ (૨.) માથા ઉપર મોટા મોટા મગદળીઆનો માર પડે, તોપણ ફળ દેખીને વાંદરો (માર ખાય તોપણ) જેમ ઝાડપર ચડે તેમ તું મન પણ તે ખાણા આગળ જઈને બેસેછે. મનને સો ફેરા૦ (૩.) માટે પ્રીતમ કવિ કહેછે કે હે ભાઈ (મન) તારે છળ ભેદને છોડી દીધાથી, અને રોજ પરમેશ્વરનું ભજન કરવાથી તને આ દુનિઆરૂપી પાણી (જંજાળથી) તારો ઓદ્ધાર થતાં વાર લાગવાની નથી. સો ફેરા સમજવું તોપણ શું મન માનતું નથી. ૪

પરમેશ્વરનું ભજન કર્યા વગર આ દુઃખ ભરેલો જે દરિઆરૂપી સંસાર તેનો છેડો આવે નહીં, માટે હે સુઢમતિ જીવ તને સાધુ (કોઇ ઉપદેશી) વગર ખરો રસ્તો બીજો કોણ બતાવે? (ટેક.) માને પેટે અવતાર લઈને ઘણા દુખી લોકો ઢગલે ઢગલા માલમ પડયા, પણ માયાના બંધ-

તને કાળીને કોઇ તેમાંથી નાશી શક્યો નહી. પરમેશ્વરનું ભજન૦ (૧) તને પરમેશ્વરે મનશા દેહનો અવતાર આપ્યો એમાં તો કંઇ ભુલ નહી, તેમજ ખાવાને પુષ્કળ અંન તથા પૈસો ટકો અને છોકરાં છૈઆંની વાડી આપી, માટે હો તું જગતના બનાવનાર ઇશ્વરના ગુણ ગા કે તારૂં કલ્યાણ થાય. પરમેશ્વરનું ભજન. (૨) તેં આ પૃથ્વી ઉપર અવતાર લીધો, પણ નઠારાં કામનો ભંડાર ભર્યો અને પાપના ઢગનો તેં મોટો ગંજ બનાવ્યો, (ઘણું પાપ એકઠું કીધું,) માટે પરમેશ્વરનું ભજન. (૩) જેમ ઝાડને પાહાડ સ્થીર છે તેવા રૂપે તું રહ્યો (એટલે કંઇ પણ ભગવત ગીતામાં તેં ધ્યાન આપ્યું નહી, અને ટાઢ તથા વરસાદનો બહુ તાપ તું ખમ્યો છે, એ તારા કરતવ કોઈથી કહી શકાય નહી. માટે પરમેશ્વરનું ભજન. (૪) માટે પ્રીતમ કવિ કેહેછે કે હે જીવડા તારે માથે મોતનો ભય છે તે જાણીને તું ચેતી લે, ધુમટો તાણીને સુઇ શું રહ્યો છે (એટલે દેહ ને હરી કીરતન કરવા માંડ.) પરમેશ્વરનું ભજન કર્યા વગર આ દુઃખ ભરેલો. (૫)

**પાઠ ૧૨૫ મો.**

કોહીનુર (ફા) એક જાતનો મશહુર નામદાર વાળો ઉંચો હીરો.
રત્ન (સં) ઝવાહીર.
મુલ (સં) કિંમત.
ઝવેરી (અ.) ઝવાહીરના વેપારીઓ.
કાવ્યગ્રંથ (સં) કવીતાનું પૂસ્તક.
કવીતારૂપી (સં) કવીતાના રૂપમાં.
જુદ્ધ (સં) મોટી લડાઇ
વંશજો (સં) વંશમાંના કુટંબી.
તવારીખ (અ) સાલવાર ઇતીહાસ; રાજા પાદશાહ ના થયલી હકીકતનું પુસ્તક.
અર્ધ અંડાકાર (સં) અડધા ઇંડના જેવા આકારનો.
વજન (અ) ભાર; તોલ.
દગલબાજી=દગો ફટકો.
ઇંગ્લીશ (અં) અંગ્રેજી
મુગટ (અ) તાજ.

**પાઠ ૧૨૬ મો.**

બતેલા=ફતેમારી કરતાં નાનાં વાહાણ.
ફતેમારી=મોટા બતેલા.
મુસાફરી (અ) જળમાર્ગે મુસાફરી કરનારા.
યાર્ડ (અં) વાર; ૧ા ગજ.
ભાથું=ખાવાનું; કાચી કોરી સુખડી.
ઉતારૂ=વાહાણ કે ગાડીમાં બેસી જનારા.
મેજ (ફા) ટેબલ.
પલંગ (ફા) ઢોલીઓ
મનવાર (અં) લડાઇનાં વાહણો.
કાટકા=અવાજ.
પ્રવાહ (સં) વેહ; રેલો.
દાગ=ટપાલ; ડાક.
વરાળયંત્ર=બાફના જોરથી ચાલે એવો સંચો
ચક્કર (અં) પેચ; ફેર.
હોકાયંત્ર=દીશા જાણવા-

નો સંચો.
લોહચુંબક=લોઢાને ચુસી લેનાર; ચમક.

**પાઠ ૧૨૭ મો.**

કીમીઆ (ફા) ત્રાંબુ લોઢું વગેરેને સોનું બનાવી દેવાનો હુનર; ઠગવાનો કીસબ.
લત=ખો; ટેવ.
કીમીઆગરો (ફા) કીમીઆ કરી જાણનાર.
ગાઠ=ગીરો; ખુદ.
રવો=સોનાનો ઝીણો ગાંગડો નક્કર દાણો.
ભુલાવો=ગફલત.
વીત્ત (સં) નાણું કસ.
છંદ (સં) ચરસ; શોખ.
જેવર (ફા) ઘરેણું.
ધુતારો=ફોસલાવી લઇ જનારો.
નવસાર=ધાતુ ગાળવાનો એક જાતનો સફેત ખાર.
ખલ=વાડકા જેવું ખાડાવાળુ ઘુંટવાનુ પથ્થરનું વાસણ.
બારીક (ફા) ઝીણું.
પરતવું=ઝીણું વાટવું.
પરીક્ષા (સં) તપાસ.

**પાઠ ૧૨૮ મો.**

ઇલાકો (આ) પ્રાંતના તાબાનો મુલક.
અદાલત (આ) ઇનસાફ કરવાનું ઠેકાણું.
રેવન્યુ કમીશનર (અં) મેહેસુલના હીસાબનો બંદોબસ્ત રાખનાર અધીકારી,(કલેકટરનો ઉપરી)
પોલીશ કમીશનર (અ) ખુન, ચોરી વગેરે ગુનાહની તપાસ રાખનાર પોલીશ ખાતામાં સૌથી વડો અધીકારી.
ફોજદારી (આ. ફા.) ખુન, ચોરી, મારામારી વગેરે ગુનાહ સંબંધી.
દીવાની (ફ) લેણ દેણ સંબંધી; મુલકી
મુકદ્દમા (અ) ફરીઆદનાં કામો; કજીઆ.
જડજ (અં) ન્યાયાધીસ; પોતાથી નીચલી કોરટોમાં થયેલા ફેંસલા ઉપરની અપીલનો સાંભળનાર, ને માજીસ્ટ્રેટ તરફથી સેશનમાં નોંધાયલા મોટા ગુનાહનો ચુકાદો કરનાર.
જોઇંટ માજીસ્ટ્રેટ (અં) માજીસ્ટ્રેટને ફોજદારી મુકદ્દમામાં મદદ કરવાને આપેલો તેના સાથનો બીજો માજીસ્તરેટ.
ફેંસલા [આ] ચુકાદા.
હાઇકોર્ટ (અં) ઇલાકામાં સૌથી મોટી ઇનસાફના કચેરી; સદર અદાલત.
અપીલ (અં) એક ઓહદેદારના કરેલા ફેંસલા ઉપર ઉપર નારાજી થઇ તે રદ કરાવવા તેની ઉપલી કોર્ટમાં અરજ કરવી તે.
પટ=પોહોળાઇ.
ડુંગળી=કાંદા; ખ.જ.
રજ (સં) રજકણ; કણી

**પાઠ ૧૨૯ મો.**

વસુલાત (આ) ઉપજ
કોરટ (અં) દરબાર; કચેરી
ઉપસાગર (સં) અખાતનુ માં પોહોળુ થયેલું તે.
કલેકટર (અં) તાબેના જીલ્લાની જમાબંધી એકઠી કરનાર.
કેપ (અં) ભુશીર.
સરાસરી (ફા) સરખે ભાગે ફાળા પડતું ગણવું તે; સરેરાસ.
કાટ=ઇમારત બાંધવાનાં લાકડાં.
જૈનધર્મ [સં] શ્રાવક, ભાવસાર લોકોનો ધર્મ
સબકલેકટર (અં) કલેકટરના હાથ નીચેનો ઓહદેદાર.

**પાઠ ૧૩૦ મો.**

લેફટેનંટ ગવર્નર (અં) ગવ-

રનરથી ઉતરતી પાયરીનો
મવરનર.
ક્ષેત્ર (સં) ખેતર.
સંગમ (સં) મેળાપ.
દોઆબ (ફા)દુ તે બેને આ
બ તે પાણી; એટલે બે
નદીઓ ગંગા અને જમ-
નના વચ્ચે આવેલા પ્રાંત.
ફળવાન (સં) ફળવાળું; ફળવં
ત; પાકવાળો.
ચીફ (અં) મુખ્ય મોટો
કમીશનર [અં] મુખત્યાર:
અધીકારી; હકસાઇ લે-
નાર.
નાનકપંથી=નાનક નામના
માણસે ચલાવેલો ધર્મ.
નીમકહલાલ (ફા) ખાધેલા
અંનનો ઉપકાર કરનાર;
કૃતજ્ઞ.

**પાઠ ૧૩૧ મો.**

ઝરો=જમીનમાંથી દદુડીરૂપે
નીકળતુ પાણી.
ઢોંગ=ચતુંગ; બાહાનું.
મંત્ર (સં) જાદુ; ધંતર.
પ્રવાસી (સં) મુસાફર.
ચમત્કાર (સં) નવાઇની વા
ર્તા; અચંબો.
ઉચેલી=કાહાડી.
નીકારી=મોરી; નીક
રાળ=બળી ભડકા થાય એ-
વો પદાર્થ.
ડામર (અં) એક જાતનો
ચીકણો કાળો પદાર્થ.
જાદુ (ફા) ધંતર મંતર.

**પાઠ ૧૩૨ મો.**

પરચુરણ=છુટા છુટા; જુદા
જુદા વીષયના.
કુત્સીત [સં] નઠારો; ધી-
કારવા જોગ.
કપોત (સં) હોલો.
ઉલુક [સં] ઘુવડપક્ષી.
નીરા (સં) પાણી
હોડ=કીમત; હોંસ.
પ્રીય (સં) વાહાલો.
અણુભેદ [સં] અલગપદ.
બીક વીનાની પદવી
ખ્યાત (સં) કીર્તી.
દશ દીશે (સં) દશ દીશાએ
(ચાર દીશા, ચાર ખુણા
ને ધરતી તથા આકાશ)
લઘુંપે (સં) બચપણમાં;
નાનપણે.
વીમળ (સં) ચોખ્ખું.
સપુત (સં) સારો છોકરો.
વાગુરત=રત નહી તે.
મેહ (સં) વરસાદ; મેઘ.
વીશી=વીસ વરસ સુધીની
ઉમ્મર.
માયાજીત (સં) માયાને જી-
તે એવું.
મંડાણ=શરૂઆત.
મુણીઓ=સાંભળયો.
વીનય (સં) નમ્રતા.
થાવર (સં) અચળ; જે ખ-
સે નહીં તે.
સુજશ (સં) સારો જશ; સા-
રી કીર્તી.
વાદ (સં) તકરાર.
ધારત્ર (સં) જગત પૃથ્વી.
વશીકરણ (સં.) વશ કરવા-
ની વીદ્યા—મંત્ર.
કુસંપ (સં) સંપ નહીં તે;
અપખાણી=વખોડી.
શ્વાન (સં) કુતરો.
મહીશ (સં) પાડો.
મગી (સં) બીલાડી.
અજ (સં) બકરો.
કાણી=કેહેવત; કેહેતી.
ગરધવ (સં) ગધેડો.
ગીધ=લોહી માંસ ખાનારૂં
મોટું પક્ષી.
અપશુકન (સં) ખરાબ શુક-
ન; નઠારી નીશાની.
વૃથા (સં) ફોકટ.
બડી (હીં) મોટી.
કરજ (આ) દેવું; રૂણ.
કુપાત્ર (સં) નઠારો છોકરો
કપુત.
બાળપણ (સં) બચપણ.
અહોનીશ (સં) હંમેશા
તૃષ્ણા (સં) તરસ; હોંસ.
પુરૂશ (સં) મરદ; નર.
ધીક્કાર (સં) તુચ્છકાર.
રહીત (સં) વગર; વીના.
આશ (સં.) આશા; ઉમેદ.
નીરાશી (સં.) જેને આશા

નહી તે.
વાચ (સં) વચન; વેણ.

સંતોષ (સં) આનંદ.
વર્ગ (સં) પંકતી; જાત.

સ્વર્ગ (સં) કૈલાશ.

## ( કવીતાની સમજુતી. ) (૧૯)

કંઈપણ માથા ઉપર કલંક આવે એ મોટું દુઃખ, તેમ કંઈ માલ જાય અથવા ખોવાય એ પણ મોટું દુઃખ કે ઘણું અપમાન થાય એ મોટું દુઃખ, તેમ કંઇ શરીરે રોગ થાય એ પણ મોટું દુઃખ; ઘરની બાયડી મરી જાય કે કોઇ સાથે જતી રહે એ મોટું દુઃખ, તેમ કોઈ સાથે વેરથી લડાઈ થાય એ પણ મોટું દુઃખ, આપણી હિમ્મત હારી જાય એ મોટું દુઃખ; તેમ ઝેરી જાનવરનું કે બીજા કશાનું ઝેર ચઢે એ પણ મોટું દુઃખ વળી માથે મોતનું તેમજ ઘરબાર સંબંધી ખટલાનું દુઃખ એ પણ મોટું છે, પણ કવિ સામળદાસ કહેછે કે વાહાલો છોકરો મરી જાય એ વળી સઘળા કરતાં મોટું દુઃખ છે૦ (૧.)

પૃથ્વી ઉપર જીવતો નર એ કેહેવાય કે જેણે પારકાનાં દુઃખ કાપ્યાં; પૃથ્વી ઉપર જીવતો નર એ કહેવાય કે જેણે વગર ધાસ્તીની જગ્યા આપી; પૃથ્વી ઉપર જીવતો નર એ કેહેવાય કે જેની દશ દિશાએ કીર્તી ચાલી; પૃથ્વી ઉપર જીવતો નર એ કેહેવાય કે જેણે બચપણથીજ પોતાના કુટુંબને તારયું (કુળમાં દીવો નીકળયો) જગતમાં જીવતો નર એ કહેવાય કે જેના જશે કરી લોકોએ તેનો નામીત ગુણ જાણયો; તેને વાસ્તે શામળદાસ કેહેછે કે સપુત નર જીવ્યો એ કેહેવાય કે જે પારકાના કામને વાસ્તે જીવ આપે૦ (૨)

રત વીના (શીયાળા ઉનાળામાં) વરસાદ આવે તેથી અનાજ પાકે નહીં, અને પુરા પોતાના પરાક્રમ શીવાય દુશ્મન બીજાથી હારે નહીં; તેમ પેહેલા વાશામાં (વીસ વરસના ઉમ્મર સુધીમાં) જે હોંસથી વીદ્યા નહીં ભણયો, અને સંસાર માંડીને જીતયો એવો કાનથી કોઇ સાંભળયો નથી; ગયો વખત ફરીને આવે નહીં પછી તેનો મનમાં પસ્તાવો થાય, તે માટે સામળદાસ કસુ એવું કેહેછે કે પેહેલાંથી જે માણસ ચેતે નહીં તેને પાછળથી અફસોસ કરવો પડે. (૩)

નમ્રતાનો વીવેક બધા સારા માણસોમાં શોભે છે, અને નમ્રતાની વીદ્યા તેજ સ્થીર અને સદા કાયમ રેહેછે; નમ્રતા થકીજ સઘળા લોકો મળી સારી કીર્તી આપે છે, અને નમ્રતા થકીજ રાજા કે ગરીબ લોકો દ્વેશ ભાવે તકરાર (એક બીજામાં અદેખાઇ) કરતા નથી; માટે જગતમાં નમ્રાતા એ સૌથી મોટી છે નમ્રતા એ ધર્મના માર્ગમાં વસે છે; તે માટે શામળદાસ કવી એવું કહેછે કે વશ કરવાના મંત્રની વીદ્યા, તે નમ્રતામાંજ વાસો કરી રહેછે (મતલબ કે નરમ લોકોજ તેને માને છે) કેમકે તે વીદ્યા સાચી નથી૦ (૪)

કાગડા અને હોલાની વાણી નઠારી છે એવું સઘળા કવીઓ અવખાણીને કહેછે; કુતરો પાડો, બીલાડી, બકરાના શબ્દ, અને નઠારા કવીના મોઢાની વાણીને પણ નઠારી ગણીને કહેછે; તેમજ ગધેડો, ગીધ, ઘુવડની વાણી જગતમાં અપશુકન વાળી કરી જાણેલી છે; પણ દલપતરામ કવિ કહેછેકે એ સઘળા વાદ નકામા છે, પણ કુસંપની વાણીએ સર્વ કરતાં મોટી નીંદ્ય ગણાયછે. (૫)

શરીરમાં કંઇ રોગ હોય ને એવામાં કંઇ વ્યસન બાઝ્યું તો તેથી વીદ્યાભ્યાસ ન થતાં દેવામાંથી નીકળાતું નથી: કુટુંબના માણસોમાં સંપ રેહેતો હોય નહીં; ને ઘરની બાયડી કંકાસ મુકે નહી તેમ છોકરો જો નઠારો ઉઠ્યો તો તે છોકરાનો અવતાર બાળગાંડ જેવો સમજવો: કંઇ પણ ધંધો કર્યાશીવાય સદા બેસી રેહેવું તેથી હરેક વાતની ઇચ્છા ઘણી થઇ આવેછે, માટે આ જગતમાં એવા પુરૂષના જીવતરને બહુ ધીક્કાર છે૦ (૬.)

શરીર રોગવીનાનું રેહે ને પછી ઘણી વીદ્યાનો અભ્યાસ કીધો; પછી તે છોકરો બોલેલું વચન પાળે, તો તેને કોઇ પણ દીવસ બીજાની આશા કદી રાખવી પડતી નથી; મીઠાં વચન બોલી સ્ત્રી હોય ને તેને માથે એક પઇભાર પણ દેવું ન હોય તો તેને હમેશાં મનમાં સંતોષ રેહેછે, ને તે સારા માણસની પ્રીતી મેળવે છે વળી દહાડે દહાડે કુટુંબના માણસોમાં છે જેમ સંપ વધતો જાય, તો પછી એથી વધતું સુખ સ્વર્ગમાં છે એવું હું જોતો નથી. (૭)

પાઠ ૧૩૩ મો. | વાતાવરણ=વાત વાયુ ને | આવરણ તે ઢાકણું:પ-

રવીની આસપાસહવા-
નું ઢાંકણુ.
પ્રવાહી (સં) પાણી જેવા રૂ
પનો.
ભરતી ઓટ=પાણીનું આ-
વવું તથા જવું.
મહાચતુર (સં) મોટો અકક
લ વંત=ઘણો ડાયો.
પરમદયાળુ (સં.) પારકા પર
દયા લાવનાર.
ક્ષણ (સં) પળ; લેહેજો.
શ્વાસોશ્વાસ (સં) દમ.
ફેફસું=શ્વાસ લેવાની નળી.
સુનકાર=અવાજ વગરનું;
કોઇ બોલે ચાલે નહીં તે.

**પાઠ ૧૩૪ મો.**

અસ્વચ્છ (સં) ચોખ્ખું ન
હીં તે.
બદબો (ફ) નઠારી ગંધ
મરજાદ (સં) હદ; સીમા.

**પાઠ ૧૩૫ મો.**

ચગદી=કચરી; છુંદી.
બોખુ=જીવ નાનાનુ બોળીઊ
આડનું=અડકનું; ખાનું.

**પાઠ ૧૩૬ મો.**

કરચલી=હર કંઇ સુંવાળીવ
સ્તુ સંકડાઇને વળી ગ-
યેલા તે; બોલ ચડવી.
કોરી=ટોળી: ઓતરી.
વાસ=નીવાશ.
ફુદાં=દીવામાં ઉડતાં ગંફેત
મગતરાં.

**પાઠ ૧૩૭ મો.**

બલુન (અં) વા ભરેલી કો-
થળી; હવાનું ફાનસ.
ગતક=એક જાતનું પોહો-
ળી ચાંચવાળું પક્ષી.
પંડે=પોતે; જાતે.
હૈદરોજન (અં) એક જાત
ની હવા; પાણી ઉત્પન ક
રનારો વાયુ.
થેલી=કોથળી.
કંતાન (આ) ટાટ.
સહી સલામત (આ) ક્ષેમ કુ
શળ; સારી પેઠે.

**પાઠ ૧૩૮ મો.**

આપવડાઇ=પોતાના મોટ
પ પોતે બતાવવી તે.
અનુભવ (સં) અજમાસ.
યોગ્યતા (સં) લાયકી.
મગરૂરી (આ) અહંકાર.
જાહેર (આ.) ખુલ્લું.
નમ્ર (સં) નરમ.
છાલકા=હલકા.
પતરાજીખોર=શેખીખોર; શે
ખી કરનાર.
ઉપરચોટીઉં=ઉપલક;
ડોળ=ભપકો; ચેહેરો.

**પાઠ ૧૩૯ મો.**

નર્મ=કવી નર્મદાશંકર લાલ
શંકરે બનાવેલી.
ક્ષણભંગુર (સં) પલકમાંમાં
ગી જાયએવું.
ધરૂવ મંડળ (સં.) આકાશ
મંડળ; આકાશમાંએ-
ક સ્થીર તારો છે તેનો
જથો.
ક્ષણીક (સં) ફાની; નાશવ
ત; ક્ષણની.
મોહ (સં) મોહીણી.
વણસાડ=નાશ પામે એવું.
અનાડ=અનાડી; બંધ વગ
રનો.
નેહ (સં) સ્નેહ; ચાહા.
તેમી=ચળકાટ; નુર.
સુચના (સં) ખબર.
ભુખરવારો=શીયાળામાં ધુ-
મ્મસ ઝાકળથી ઝાડનેરો
ગ થાય છે તે.
ભવ (સં) જીંદગાની.
તર્ક (સં) વીચાર; ખ્યાલ.
દરશાવતાં=દેખાડતાં.
બ્રહ્મ (સં) પરમેશ્વર.
ગંભીર (સં) વજનદાર.
સદવસ્તુ (સં) સાચી વસ્તુ
નાશહીન (સં) નાશરહીત.
લગ્ન (સં) સંબંધ; વીવા
ગમ=સમજ.
માપ=ભગત; પરમાણું.
મીલકત (આ) દોલત;
બડાઇ (હીં) મોટાઇ.
દારૂણ (સં) ભયંકર.
કંચન (સં) સોનું; હેમ.
તરંઠી (સં) ખુશી થઇ.
જર (ફા) પૈસો.
જોરૂ (ફા) સ્ત્રી; બાયડી.

સોય=શોભે.
સમૃદ્ધી (સં) દોલત.
કોટી (સં) કરોડ.
તુચ્છ (સં) હલકે.

શઠ=ઠગ; લુચ્ચો.
કંગાળ [હી) ગરીબ.
રત્નાગર (સં) સમુદ્ર; રત્ના ખાણ; (રત્ન આકાર.
તુલના (સં) તોળવું; માપ.

કંજુસ (હી) બખીલ; ચીકણો; કસરીઓ.
દુરજન [સં) ખરાબ માણસ; (દુર—જન.

## ( કવિતાની સમજુતી. ) (૨૦)

આ બધો સંસાર તે મેહીણી જેવો છે, અને તે પલક વારમાં જતો રહે એવો નાશવંત છે; એમાં માણસો સદા ઠગાય છે, અને ગાણુધડ લોકો પાપ કરેછે. (૧) હરખનું હસવું ને દુઃખની વખતના આંસુ એ ખોટા ચળકે છે ને વહેછે, ને અહીઆં ( આ પૃથ્વી ઉપર ) કંઇ સાચી વસ્તુ નથી, પણ સાચો પ્રભુનો સ્નેહ છે. (૨) કીર્તીની કલગીનું તેજ તે જુઠું થઇ જાય છે, જેમકે વાદળનો રંગ સાંજે જલદી જલદી જતો રહેછે. (૩) પ્યાર, આશા, ને સુચના ( કોઇ રૂપના ગણુંછે ) તેના ખીલત મોર ખરી જાયછે, પણ મોતનો ભુખરવારો તેનું મોટું જોર છે. (૪) આ સંસારરૂપી ભરેલા દર્યાઆમાં તોફાનો બહુ થાયછે, તેમાં બીચારા હલકા ગરીબ સાવડા ધસડાતા ચાલ્યા જાયછે. (૫) આ પૃથ્વી તે એક દુખીઆરી મુસાફરી ને અંધારી બીયામણી રાત છે, તેમાં મોજાવતી શરીર અહીંથી તહીં પછાડા ખાયછે. (૬) અકકલનું રળીઆમણું કીરણ જે તર્ક તેનો ચળકાટ તે ભુલો પડેલો રસ્તો બતાવે છે. (૭) પરમેશ્વરને ઓળખીને રીતસર ચાલવું તે અને ધર્મ તે નક્કી સ્થિર અને ધીરજવાળા છે, તે વગર બીજુ કાંઇ સ્થિર અને ગંભીર નથી એવું માનજે. (૮) માટે હે હલકા પ્રાણી તું સદા સાચી વસ્તુ સાથે રમ. અને સર્વદા તારા જીવને તેનાજ સાથે જોડવામાં સુઝ પાડ. (૯)

પૈસો અને મોટી મીલકતની જે વડાઇ કરે તેને કોઇપણ જગાએ સુખી સમજો નહી, તે તો ઘણુંજ દુખીઓ છે એમ જાણો. (૧) સોનાની રેતી સાથે મોટી નદીઓ વહે, ને તેના વાડામાં તથા ખેતરમાં સોનાનો વરસાદ વરસે. (૨) તેના ઉપર પશ્ચિમની ( અમેરીકા તરફની ) સર્વે લક્ષ્મી રાજી થઈ હોય, ( એટલે પેહેલાં યુરોપના લોકોને અમેરીકાથી પુષ્કળ સોનું મળતું ) ને પૈસો જમીન ને સ્ત્રીથી તે જુવાન શોભીતો હોય. (૩) ઘણીએક દોલત મળી છતાં

કરોડો રૂપીઆની પુંજી થવાને ફાળ ભરે [ તૃષ્ણા રાખે, ) પણ જેનું મન મોટું નહી તેને હલકો, શઠ, ને કંગાળજ જાણો. (૪) હું એટલો ઉંચો હોઉં કે ધ્રુવ મંડળને ઉંચે અડકું, અને સમુદ્રનેને મુઠીમાં સેહેજ સમાવી દઉં. (૫) એવી રીતે સર્વને હું માપુ પણ મને માપનારૂ મનછે; મારૂ તોલ મન થકીજ થાય છે તેથી મન એ સઘળા કરતાં મોટું છે (૬] માણસ મન થકી જણાઇ આવેછે, તેમ સુમ કે દાતારપણુ તેપરથી જણાયછે, માણસ મનથકી જણાઇ આવેછે અને સારો કે નઠારો એ ચારપરથી જણાયછે, (૭)

**પાઠ ૧૪૦ મો.**

ઘુમટ=રૂપેલો સાળ ઘેરાવે:—ઘેર.
ઝગઝગતા=ચળકતા.
નીહાળીને=નજર કરીને; ધારી ધારીને.
સપ્તરૂષી (સં) સાત તારાનો જુમખો; સાત તપેશ્વરી
ઉપલાણે=ઉપલે; ઉપર તરફને
ધ્રુવ (સ) ઉત્તર દીશામાં એક સ્થીર તારોછે.
કેવળ (સં) બીલકુલ.
સીદ્ધ (સ) સાબીત.
ભ્રમ=વેહેમ; શક.
જંગારેલા=જંગર નાંખી અટકાવેલા.

**પાઠ ૧૪૧ મો.**

બીંદુ (સ) અણી; છેડો.
ચાંદરણી=અજવાળી.
તેજ=ચળકાટ નુર.

**પાઠ ૧૪૨ મો.**

પસરે (સ) ફેલાય.
મહત્વ (સ) પોહોળાઇ. લંબાઇ ને જાડાઇ; મોટાઇ
અજમાએશ (ફા) તપાસ.
ઘન (સં) જેટલા લાંબી તેટલા પોહોળી તથા તેટલા ઊંડા જગો તે; એકજ સંખ્યા અરસ પરસ ત્રણ વખત ગુણેથી જે નવી સંખ્યા આવે છે તે.
ડેડસી (અં) મત્યુ સરોવર, ( તુર્કસ્તાનમાંછે )

**પાઠ ૧૪૩ મો.**

અંશ (સં) ભાગ; રતલનો બારમો હીસ્સો.
કરાં=હવામાંથી છુટું પડીને બંધાયલુ પાણી, એક જાતનું બરફ.
હર (ફ) દર; પ્રત્યેક.
હૃદય (સ) અંતઃકરણ.
ભાષા (સં) લીપી; બોલી

**પાઠ ૧૪૪ મો.**

દાકટર (અં) અંગ્રેજી વૈદ—હકીમ.
રબર (અં) સીસાપેનના ડાઘા કે હરફ કાહાડી નાંખવાનો એક જાતનો
ચીકણો પદાર્થ.
સરશુદ્ધ (સં) બરાબર; સીધો

**પાઠ ૧૪૫ મો.**

મેળ=હીસાબ; ગણતરી.
તફાવત (અ) ફેર; ફરક.
પાદર=ગામ કે કસ્બાની સીમ=ભાગોળ.
ચરોતર=ખેડા જીલ્લા તરફનો મુલક);(નર્મદા નદીના ઉત્તરથી તે છેક નજદીક સાબરમતી નદીની દક્ષીણ સુધીનો.)
અનુનાશીક (સ.) અનુ પાસે, ને નાશીક નાકનું નાક પાસેનું; નાક પાસેથી જે અક્ષરો બોલાય છેતે (ઙ—ઞ—ણ—ન—મ.)
પડખો=પડોસ.
અભણ=ભણેલો નહીં.

**પાઠ ૧૪૬ મો.**

દેશાટણ [સં) દેશનું અટણ; દેશની મુસાફરી કરવી તે.
ભાત=તરેહ; જાત.

અતલસ (અ) એક જાતનું રેશમી પાતળું કપડું
સંદેશડો=સંદેશો; ખબર
વીસલનગર=વીસનગર; (ગુજરાતમાં છે.)
વીશ્રામ (સં) વીસામો.
પાત્ર (સં) વાસણ; લાયક
હળદર=હળદ્ર.
હેમ (સં) સોનું કંચન.
ઘાટ=એક જાતની ચળકત બુટ્ટાની સાડી.
ચીર=ઉંચું લુગડું; અમ્બર.
પટોળાં (સં) રેશમી ઘાટ.
સમસેર (ફા) તરવાર.
પ્રતીમા (સં) મુર્તી.
સમીપ (સં) પાસે; સોડે.
કાંબી=કલ્લાં; સાદા લાંબા તોડા.
ઝુમણાં=સીક્કાને નાકાં ચોડી તેનો હાર કરે જ તે.
લક્ષ (સં) ધ્યાન; (લાગ્યું)
જળપાત્ર (સં) પાણીનાં વાસણ.
સાંપડે=મળે; જડે
પેંઠણી=પૈઠામું; શેહેરની.
પીતાંબર (સં) ભરે રેશમુ રેશમી પોટીઉં, ધાણું કરી ને પીળું.
માળવી=માળવાનાં.
પતાવજો=માંડી વાળજો; બે બાક કરજો.
ચોળેરી=ચોળેરાના.
ગજદંત (સં) હાથી દાંત.
ટંકશાળ (સં) ચલની શીક્કા પાડવાનું સરકારી કારખાનું.
સીધાવજો=જજો; પધારજો; આવજો.
વાગડ=કચ્છનો એક ભાગ.

## ( કવિતાની સમજુતિ. ) (૨૧)

દેશની મુસાફરી કરતાં તમે સારી ભાત ભાતની જણસો જોશો, માટે તમે રસ્તેથી પેહેલાં તો વળીને ગુજરાત જોજો. (૧) શોભાવંતી ગુજરાત જોવા લાયક છે એવું જાણજો; અને યાદ રાખી અમદાવાદથી એકાદ વસ્તુ વોહોરતા આવજો, અતલસ અને બારે માલ મશરૂનો તમે સારો મંગાવજો, અને ઘર તરફ વરસાદ ( ચોમાસુ ) પેહેલાં પોતે વેહેલા આવજો. (૨) પછી પેથાપુર તરફ જાત્રાવાસી લોકો જે જાયછે, ત્યાં બાંધણીની સાડીઓ ને બંદુક ઘણી વખાણાય છે; તે દેશની સમાચાર કોઇ માણસ સાથે કાહાવજો, અને ઘર તરફ વરસાદ૦ (૩) પછી ત્યાંથી વીસલનગર થોડી મુદત થોભજો, ત્યાં પીતળના કળસીઆ અને હળધરને સોના જેવા પીળા બાયડીઓને પેહેરવાના ઘાટ શોભી રેહે એવા સારા મળેછે; પછી ત્યાંથી પાટણે જઇને રંગીત પટોળાં રખાવજો અને ઘર તરફ વરસાદ૦ (૪) સીરોઇમા સારી તરવારો બનેછે અને મુરતીઓ સારી ડુંગરપુરી કેહેવાયછે, ત્યાંથી કપડવંજ તાલુકાનુ ગાયકવાડી ગામ આત્રસુબે આવતાં જજો, ત્યાં છરા અને લોઢાના છરીઓ સારી બનેછે; વળી કપડવંજના કાચ ને સાબુ પાસે રહી કરાવજો, અને ઘર તરફ વરસાદ૦ (૫) કાઠીઆવાડનાં કલ્લાં ને ઝાલાવાડનાં ઝુમણાં સારાં ગણાયછે; તેમ ખંબાતના સુ-

ઘડેરી અને સુરતનાં જમણ સારાં ગણાય છે; ઘણી પાપડી ને સારી બરફી તપાસીને સુરતથી લાવજો, ને ઘર તરફ વરસાદ. (૬) નાશકમાં સારા કળસીઆ અને સારા પાન પુને મળે છે, તેમ બરાનપોરનો સેલારશ અને પૈઠણની પાઘ-ડીઓ ઘણી પંકાય છે; સારી શાલ તો કારમીરમાં બને છે એ તો જરૂર મંગા-વજો૦ (૭) ને કાશીના લોટા ને પિતાંબર તેમ માળવાનાં અફીણને છાયલ, અ-ને રેશમી કોરનાં ધોતીઆં નાગપોરના તે સાચવીને જાતે જઈને લઈ આવજો ખાંડ તો ઘણી બંગાળામાં નીપજે તે લઈને છીશાગ માંડી વાળજો, ને ઘર તરફ વરસાદ૦ (૮) ધોળેગામાં રૂ સારૂ થાય છે; અને એ જીલ્લાની આસપાસ ના ગામોમાં ઘઊં સારા થાય છે; તેમ હાથીદાંત સીહલદ્વીપમાં થાય છે ને મું-બાઈ તો હાલ સોનાની છે ( ત્યાં ઘણા શ્રીમંત લોકો વસે છે, ) ત્યાં નાણાની ટંકશાળ જોઈ સભામાં પધારજો, ને ઘર તરફ વરસાદ પેહેલાં૦ (૯)

પેંડા મથુરામાં મળે અને જયપુરના ચિત્ર જુઓ, કચ્છના ઘોડા સારા થાય છે, તે દોસ્તને ખુશ કરે છે. (૧૦.) નવાનગરમાં (જામનગર) જઈને જુઓ ત્યાંના કંકુથી કામ થાય છે, તેમ વાગડ (કચ્છનો એક ભાગ; એમાં પાલણપુર-નો પુર્વ તરફનો મુલક પણ આવે છે) ત્યાં મગ ને બાજરી દલપતરામે મ-ળતી દીઠી છે. (૧૧.].

**પાઠ ૧૪૭ મો.**

વ્હેલ (અં) મોટું મચ્છ; મ-ગર મચ્છ.

જળચર (સં) પાણીમાં રેહે-નારૂ.

ઝાલર=ઝુલતી ચામડી.

સુરજમુખી (સં) એક જાત નું સુરજના જેવડું ફુલ તે સુરજ ઉગે ત્યારે ખી લે છે ને સુરજ આથમે ત્યારે કરમાય છે.

વરસું=ખુલ્લું; પોહોળું.

ચરબી (ફા) જનાવરના ચા મડાના પાતળા પડમાથી જે ચીકણી વસ્તુ નીક-ળે છે તે.

**પાઠ ૧૪૮ મો.**

ખ્યાલ [આ) વીચાર.

જોખમ (હી) નાશ થવાની ધાસ્તી; વીમો.

વામ=બામ; ડા હાથ.

ગરગડી=ચરેડી; ગાળો;

ઢીલાં=સુનાં; છુટાં.

દરકાર (ફા) પરવા.

**પાઠ ૧૪૯ મો.**

તાલુકદાર (આ. ફા.) પરગ-ણાનો ધણી; ઠાકોર; જ-મીનદાર.

આશાપુર=કલ્પીત ગામનું નામ.

ગઢી=નાનો કોટ.

ભરણપોષણ (સં) ગુજરાનગુ જારો.

મોદી=સીધું સામાન વેચનાર (વાણીઓ.)

વજીફા (આ.) સરકારથી ઈ નામમાં મળેલી જમીન; જાગીરી.

અવીચારી (સં) વગર વીચા

નના.
ઉડાઉ=ફકફડ; ખરાબ રસ્તે પૈસો ખરચનાર.
ચારઠ (અં) ચારપૈડાની ગાડી
બાપકો=હોર; દબદબો.
ઉજાણી=મોજબાની.
રામજાણી=ગુણકા; કચની; નૃત્ય કરનારી.
વણારસી (અં) કાશીના.
દેવતાઈ (સં) ઇશ્વરી.
લાણાં=ખુશખબરની બદલ શા કર; ખાંડ રેશમી કપડ, કે કંઈ વાસણ આપીનયા તે વેહેંચવું તે.
દુરગુણી (સં) ખરાબ ગુણના; નઠારા.

**પાઠ ૧૫૦ મો.**

નગારખાનું (ફા,) નગારાં કે ઢોલ વગાડવાની જગો.
તુઈ (ફા) એક જાતનું નાનું બાજું; પોપટ.
લેવડ દેવડ= લેવુંદેવું; લેણ દેણ; વોરવોર.
રોકડ=રોકડા પૈસા; નગદના ણું; નગદી.
સાખ (ફા) આબરૂ.
મેહેતો=મુનીમ; મુસદ્દી
ગુમાસ્તા=વાણોતર.
ઘરેણે=ગીરવી.
એકપગી=હોંસીલી.
ઉલટી=વીરૂદ્ધ; સામી.
નોતર્યા=જમવા તેડયા.
વર્ણવીએ (સં) વીસ્તારીએ બ્યાન કરીએ.

**પાઠ ૧૫૧ મો.**

ડમોડગ=ટપોટપ.
હુકમનામું (ફ) ફેસલ નામું પૈસા આપાવાબાબતનો છાપાના કાગળપર જડજની સહીનો છાપીત હુકમ.
જબતી (આ) કબજબંધી
રાતોરાત (સં) રાતના વખતે રતોવાઇ.
ફુલણજી=ફુલાવ્યો ફુલે ને જે ચડાવ્યો ચડે તે; ચડેજન ઉ બડેજાઉ લાલાજી
આડસરો=આસરો.
વરો=ન્યાતી ખરચ; જમણવાર.
ગરથ [સં] પૈસો.
જશ (સં) માન આબરૂ
સામાવડીઆ=સામા વાળો; હમસાયો.
પંગત (સં) ઓળ; લોકોહરળબંધ જમવા બેઠેલા તે
ફુલ્પ=ફુલાવો; ગર્વ.
અરજી (આ) ફરીઆદ.
હાસ્ય (સં) મજાક.
ચીંથા (સં) ચુગલચાડી
ઓચરતાં (સં) બોલતાં
ચંદરવો=લગનને વખતે આંગણાં આગળ ઊંચે ગામ સામા છાપરા સાથેજ કે જાજમ જેવું ચોખંડુંલુગડું બાંધે છે તે.
ગાંડ=નઠારી બાયડી.
ટેકો=આધાર; મમત; (ટેકનું બહુ વચન.

## ( કવિતાની સમજુતી. ) (૨૨)

ફુલણજી તમે ચડાવ્યા કેમ ચડી ગયા, ને આ આવક જાવકનો (પેદાસ તથા ખરચનો) આસરો તમે કેમ ભુલી ગયા મારા ફુલણજી. (૧.) માથાપર દેવું કરીને તમે ન્યાતમાં ખવરા વરા તો સારા કીધા. અને પારકાં નાણાં ખરચીને લોકોમાં જશ તો સારા લીધા મારા૦ [૨.) પોતાનું ઘર વેચીને ન્યાત જમાડવાને ઘી સાકર તો લાવ્યા અને સામાવાળા કરતાં જમણ પણ ઘણાં સારાં બનાવ્યાં મારા. (૩.) મોટા ભારી રેશમી સાડીઆં પેહેરીને તમે પંગતમાં ફર્યા, અને મનમાં ફુલાડો કરીને મુછ પર હાથ ફેરવ્યા મા૦ (૪.) પણ થોડા દહાડા ગયા કે માગનાર માગે નાણાં, પણ તમારી પાસે નાણાંનાં તો ડોહા (કંઇ ઠેકાણાં

નહીં મળે) મારા૦ (૫.) પછી ફુલણજી ઉપર ફરીયાદો થઇ ત્યારથી, ને માલ મીલકત જપત કરીને કાહડયાં ઘરમાંથી (રખડતા કર્યા) મારા૦ (૬.) ફુલણજી તમને જેણે ફુલાવીને ચડાવ્યા, તેતો આ વખતે કોઇ મદદે ન આવ્યા મારા૦ (૭.) પછી ફુલણજી તો કુવો શોધવા (કુવામાં પડવા) ચાલ્યા, પણ પૈસા વીના કોઇએ અફીણ ન આપ્યા, [પાસે નહીં મળે કોડી તેથી કોઇ આવ્યા નહીં ઉભા દોડી) મારા૦ (૮.) જે લોકો જમતી વખત સારાં સારાં વખાણ કરતા, તેઓ આ વખત હાસી કરીને પછાડી બદગોઇ કરવા લાગ્યા મારા૦ (૯.) ખરચ કરતી વખત તો ઘણાં ઘણાં વખાણ કરીને તમને ચડાવ્યા, પણ આ વખત તો અણઘડમાં ઠરાવ્યા. મારા૦ (૧૦.) સારાં પીતાંબર પેહેર્યાં ને બારણે ચંદરવા બાંધ્યા, પણ આ વખતે તો ઘર બાળીને તીરથ કરવા ચાલ્યા મારા૦ (૧૧.) ફુલણજીની બાયડી પણ છેડો વાળી ફુલણજીને નામે રડેછે પણ ફુલણજી તોતેનો કશો ટેકો (દીલાસો.) આપ્યા વગર, અથવા પોતાનો ટેક છોડી ચાલ્યા મારા૦ (૧૨.) બીજા આદમીને જે કોઇ નઠારી શીખામણ આપશે, તે માથે ગરીબના નીસાસાનું ઘણું પાપ લેશે મારા૦ (૧૩. માટે દલપતરામ કવીની શીખામણ મનમાં લેજો તો, માથા પરદેવું કરીને ન્યાતી ખરચ નહીં કરજો મારા ફુલણજી૧૪

**પાઠ ૧૫૨ મો.**

જંગમ (સં) ઉપડી શકે એવી મીલકત(પૈસો ટકો માલમતા;ઘરેણું ગાંડું વગેરે.
સ્થાવર (સં) ઉપડી શકે નહીં તે; (ઘરબાર. જમીન, વાડી, વગીફાવગેરે]
ખાખાવીખી=ધુળ ધાણી; પાએમાલ; કંગાળ.
પીએર=બાપનું ઘર.
ચીટચીટ=ચીકકાર; ઠુચ્ચકાર.
વગોડવા=વગોવવા.
દુરાચરણી (સં) ખરાબ ચાલના.
રસોઇઓ=રાંધણીઓ.
તુચ્છ (આ.)હલકો; થોડો.
સદાવરતુ (સં) સાધુ વગેરે-ને ધરમાદા સીધું સામાન આપવાનું મોદીખાનું
પરબ=ધરમાદા પાણી પાવાનું ઠેકણું.
ભીક્ષ (સં) ખેરાત.
સીધું=કાચી રસોઇ.
સંતોખી (સં) તરપતકરી
કરણ (સં.) ધર્મીષ્ટ રાજા; (પાંડવનો ભાઇ.)
ભીક્ષુક (સં) ભીખારી.

**પાઠ ૧૫૩ મો..**

ધર્માત્મા (સં) પુન્યાત્મા; ધર્મીષ્ટ; સખી.
ખ્યાતી (સં) કીર્તી.
છાયા (સં) આશરો.
ચુરમું=છુટો લાડવો.
પ્રચ્છતો (સં) ચાહાતો.
સદગુણી (સં) સારા આચરણનો સદાચરણી.
મફત (ફા] પૈસા વીના.
તડાકા=ગપો ગપાટા.
હરામખોર (ફા.] હારામનું ખાનારા લુચ્ચા.
ઇશ્વરભકતી (સં) પરમેશ્વરનું ધ્યાન–સ્મરણ
મૃત્યુ (સં) મોત.
નીંદયો (સં).વગોવ્યો.
ખોળ્યા=શોધ્યા.
પ્રમાણીક (સં) સાચા.
વીશ્વાસુ (સં.) ભરોસાદાર; પતીજવાળા.

લેખવે=ગણે; પત કરે.

**પાઠ ૧૫૪ મો.**

ઉદ્યમી [સં) મેહેનતુ.
ઉઘાડે છોક=જાહેરાત; ખુલ્લી રીતે.
વટેમારગુ (સં.) રસ્તે જતો માણસ; પંથી.
અપંગ (સં) શરીરે ખોડવાળા; આંખે આંધળા,પગે લુલા વગેરે.
ગોઠે=નજરમાંઆવે; ગમેતેમ
જજમાન(સં.) ગોરનાઘરાક.
ગ્રહસ્થ [સં.) મોટા કુળનું આબરૂ દાર માણસ.
સપાડું=પાડ; આભાર.
અપકીરતી (સં) બદનામ.
દવાખાનુ (ફા.] દરદીઓને ઓસડ મળવાનુ ઠેકાણુ
ડગતો=હાલતો; નાથાહા કેહેતો.
ગવૈયા=સારંગી નરઘાં સાથે રાગ કાહાડી નારા; ગધર્વ.
ઇનામ(આ) ખુશી બદલકઇ બક્ષીસ આપવું તે;સરપાવ.
આયુષ્ય (સં) આવરદા.
વૃદ્ધાવસ્થા (સં) ઘડપણ.
સ્વર્ગવાસી (સં) સ્વર્ગમાં રેહેનારો.
અજ્ઞાન (સં) અજાણપણું; મુઢપણું.
પુન્યવાન (સં) ધર્માત્મા.

**પાઠ ૧૫૫ મો.**

મહાભારત (સં) મોટોગ્રંથ.
આધાર (સં) આસરો.
નીરાધાર(સં)આધાર વગરનું
સવાલ [આ.] પ્રશ્ન.

**પાઠ ૧૫૬ મો.**

સીદ્ધતા (સં) સાબીતી.
આકર્ષણ (સં) ખેંચતાણ.
રજકણ (સં) કણી; રજ.
ગુરૂત્વ (સં) ભાર.
નીરજીવ (સં) જીવ વગરનુ (નીર–જીવ.)
સૃષ્ટી (સં) દુનીઆ.
ટેબલ (અં) મેજ.
અટકાવ=હરકત.
ગુરૂત્વાકર્ષણ (સં.) ભારનું તાણ–ખેંચાણ.

**પાઠ ૧૫૭ મો.**

સજીવ (સં) જીવવાળુ.
શંકા (સં) વહેમ.
ચીવ=ધગાકાથી.
સરત=ગીધા; ધ્યાન.
નજીવી (સં.) હલકી; જીવવીનાની; જુજ.

**પાઠ ૧૫૮ મો.**

આનંદી (સં) સંતોષી.
બળતા=અદેખાઇ કરતા;કીનાખોર.
પ્યાર=હેત; ચાહા.
પરગજુ=પર કલ્યાણી.
આપસ્વારથી (સં)આપ મતલબી.
તંગાશ (ફા) તાણ; ખોટ.
કલ્યાણ (સં) રૂડું; હીત.
પંપાળો=દીલાસો આપી હાથ ફેરવો.
આસનાવાસના=સેવા ચાકરી; બરદાસ.
બદલો (આ.) પાડ; અવેજ.
સુપાત્ર [સં.) સારો છોકરો (સારૂં વાસણ.)

**પાઠ ૧૫૯ મો.**

હીત (સં) કલ્યાણ.
ભાગ્યદશા (સં) નસીબો; તપોબળ.
પરવારી=પુરી થઇ.
વેશ્યા=રંડીબાજ સ્ત્રી.
વણજ=વેપાર.
નીચ (સં) હલકો માણસ.
ખાંપણ=ખોડ; એબ.
જીવીત (સં) જીવતર.
બળીઓ (સં) જોરાવર માણસ.
કલેહ (સં)કંકાશ; કજીઓ
અણજાણ્યપાત–જાણીતા નહીતે.
હુંકારાવણ=વગર હુંકારે.
પ્રરછાવણ (સં) વગર રૂચીએ; અભાવે.
મદ (સં) અહંકાર.
હાસ=હસવું; મજાક.
સરપ (સં) સાપ.
હાંસી=મજાક; ચેષ્ટા.

જુગટડે=જુવે; જુગારે.
પરહસ્તે (સં) પારકાને હાથે પારકા હસ્તક.
દેવાદાર=કરજદાર.
બયાદીક (સં) બીક વગેરેનું
થાનક (સં) ઠેકાણું.

વરજી=છોડી.
વીધી (સં) રીત; ક્રીયા.
વંદી (સં) નમી.
લોકીક (સં) દુનીઆ દારીનું; સંસારી.
લોકોત્તર (સં) લોક થકી ઉપર; બીજા લોકની.

વીરવીજય=એક ગોરજી કરીને કવી થઇગયો.
મોહનવેલી=મોહ પમાડે એવો વેલ.

## ( કવિતાની સમજુતિ. ) (૨૩)

સાગ માણસો ( સ્ત્રી ને પુરૂષ ) હેત રાખીને આ સારી શીખામણ સાંભળજો, શીખામણ દેતાં જે ગુસ્સો કરે તેની ભાગ્ય દશા પુરી થઇ એવું જાણજો, માટે સાંભળજો તમે સારા માણસ હેત. (૧) રંડીબાજ સ્ત્રી સાથે વેપાર ન કરીએ, ને નીચ સાથે પ્રીત રાખીએ નહી; તેમ જો કરીએ તો લાંછન લાગે ઘરના પૈસા જાય, ને તેથી જીવતરને તજી દઇએ. સાંભળજો. (૨) કામ વગર પારકે ઘેર જઇએ, ને તોહોમત આવે કોઇને ગાળ ન દઇએ; તેમ કોઇ બળવાંન પુરૂષ સાથે બાથ ભીડીએ નહી, ને કુટુંબના માણસ સાથે કજીઆ કંકાસ કરીએ નહી. સાંભળજો. (૩) અજાણે ગામ જઇએ નહી, અને ઝાડ તળે રહીએ નહી; હાથી ઘોડા ગાડી જતા હોય તેથી તથા નઠારા માણસથી આઘા જઇને ખસીએ. સાંભળજો. (૪) રમત કરતાં મનમાં ગુસ્સો લાવીએ નહી, અને બીકવાળે રસ્તે જઇએ નહી; અને જ્યાં બે માણસ છાની વાતો કરતા હોય, ત્યાં ઉભા રહીએ નહી. સાંભળજો. (૫) હુંકારા વગર વાત કરીએ નહી, અને વગર રૂચીએ જમીએ નહી; પૈસા તથા વીદ્યાના મદને છોડી દઇએ, અને નમતા સાથે નમીએ. સાંભળજો. (૬) મુર્ખ, સાધુ, રાજા, ને વીદ્વાન એટલાની મજાક કરીને હસીએ નહી; તેમ હાથી, વાઘ, સાપ, ને માણસને લડતાં જોઇને દુર ખસી જઇએ. સાંભળજો. (૭) કુવાને કાંઠે કોઇની મશ્કરી કરીએ નહી, અને કેફ કરીને ભટકીએ નહી, તેમ ઘર વેચીને ન્યાતી ખરચ કરીએ નહી, અને જુગ રમીએ નહી. સાંભળજો. (૮) ભણતાં ગણતાં આળસ મુકી દઇએ, અને લખતાં વાત કરીએ નહી; અને પારકાને હસ્તગ પારકા દેશમાં દુકાને આપણું નામ આપીએ નહી. સાંભળજો. (૯) નામું વખતે વખતે લખી રાખો આળસ મુકી દો દેવાદાર ન થઇએ ને દુખવાળુ બીક વગેરેનું ઠેકાણું છોડી દઇને બીજે દેશ જઇ રહીએ. સાંભળજો. (૧૦) માતાને ખોળે માથું નમાવી બાપને સલામો કરવી; અને પ્રભુને નીત્ય બરાબર ક્રીયાથી નમીને સારાં કામો કરીએ. સાંભળજો (૧૧) આ લોકના ને પર લોકના માન ને વરો આ સારી શીખા-

મણ રચેલી છે, તે રૂડા પંડિત વીર વીજયના મોહોડાની વાણી તે મોહ પમાડે એવી છે. તમે સારા માણસ હેતથી આ સારી. (૧૨)

**પાઠ ૧૬૦ મો.**

મધ્યોત્સરી (સં) વચમાં થઈને જનારી.
મધ્યાકર્ષિક (સં) વચમાં થઈને ખેંચનાર.
પ્રમાણ (સં) સરખાપણુ પરીમાણ.
ચકરચકર=ઘુમરી ખવાડીને ગોળ.
બેહદ (આ. ફા.) હદ વગરનું; ઘણુંજ.

**પાઠ ૧૬૧ મો.**

ઉપગ્રહ (સં) નાનો ફરતો ગ્રહ; ચંદ્ર.
સુરજમાળા (સં) સુરજની સાથે પૃથ્વી ને ગ્રહ આવેલા તે.
ચંદ્ર (સં) ચાંદ; ચાંદો.
અગણીત (સં) ઘણુંજ; ગણાય નહી તે.
ઘોળીશ=વીચારીશ.

**પાઠ ૧૬૨ મો.**

સખાવત (આ) ઉદારતા.
ઉદારતા (સં) મોટું મન; દોલો જીવ.
મોકળો=ખુલ્લો; દોલો.
શ્રાપ (સં) બદ દુઆ
બેઆબરૂ (આ. ફા.) અપમાન; બે ઇજત
શાબાશી (ફા) માન.
ખુશામત (ફ) કાલાવાલા આજીજી.
દેશ કલ્યાણ (સં) દેશનું રૂડું કરવું તે.

**પાઠ ૧૬૩ મો.**

ઉતેજન (સં) ઉશકેરણી પુષ્ટી; મોહ.
ગેરઇનશાફ (આ) ખોટો ન્યાય
હક (આ) અખત્યાર; દાવો.
વીસ્તારીને (સં) વર્ણવીને; હકીકત સાથે.

**પાઠ ૧૬૪ મો.**

અવલોકન (સં) પરીક્ષા; ધ્યાન આપીને જોવું
પ્રકાશીત (સં) તેજવાળો
ખંડીત (સં) ખાંડો; ઉણો; અધુરો.
અસ્ત (સં) આથમવું.
સબબ (આ) કારણ.

**પાઠ ૧૬૫ મો.**

ક્ષયવૃદ્ધિ (સં) નાશનો વધારો; દીનપરદીન ઘટતી.
સન્મુખ (સં) સામું.
ખીણ (સં) કીરણ.
કુંડાળુ=ગોળ ચકરડું.

**પાઠ ૧૬૬ મો.**

નીરમ=નેવંહ; વાહાણ. નમે નહી માટે સમતોલ કરવાને ભરેલો ભાર.
પીડશે (સં) દુઃખી કરશે
આજ્ઞા (સં) હુકમ; રજા
પ્રશ્ન (સં) સવાલ.
શીક્ષક (સં) શીખવનાર; બોધ કરનાર.

**પાઠ ૧૬૭ મો.**

ગણીત (સં) આંકડા માંડી હીશાબ ગણવાની વીદ્યા
સમશ્યા (સં) કોહેડો; ભેદ પ્રશ્ન; ઉખાણો.
મરદ (ફા) ભાયડો.
બૈરી=બાયડી; સ્ત્રી.
બાળા (સં) છોકરી; સ્ત્રી.
છતી=જાહેર.
સાથ=જથો; ટોળુ
પ્રૌઢ (સં) મોટું.
પત્રે (સં) પાંતરે.
પાન=પાંતરાં.
પ્યારી (હી) વાહાલી સ્ત્રી
પારખ્યું (સં) શોધી કાહાડ્યું.
કર્ણ (સં) કાન.
ગોરી=રૂપવંતી સ્ત્રી.
અર્ધ (સં) અડધા.
ચોથસવાયો=ચોથા ભાગના સવાયા(રૂપીએ પાંચ આની જેટલા.)
શેવાળ (સં) લીલ.
બે કર (સં) બેહાથ.

| | | |
|---|---|---|
| ચંપક (સં) ચંપાનાં ઝાડ હોય તેવું વન. | સાક્ષી (સં) શાહેદી. | પારખુ (સં) શોધ. |
| | ખાંત=ખુશી. | ટાંક (સં) સવાયા બાર. |
| શાસ્ત્ર (સં) ગણીત વીદ્યા | કૌતક (સં) અજબ. | ખટ (સં) છ; ૬ |

## ( કવિતાની સમજુતી. ) (૨૪.)

૧—એક મરદ ને એક બાયડી રસ્તેથી જતાં હતાં એવામાં એક આંબાનું ઝાડ આવ્યું, તેની નીચે ઘણીએક કેરી પડી હતી; ત્યાં બંનો જણાંએ એકેક ગાંઠડી બાંધી ત્યા એ બાયડી મરદને કેહેવા લાગીકે, મારી પાસે જેટલી કેરી છે તેના કરતાં તમારી પાસે બમણી છે; પણ તમારામાંથી એક કેરી પડી તે જ્યારે મેં મારામાં નાંખી ત્યારે આપણ બંનોની પાસ કેરીઓ સરખી થઇ પડી. ત્યારે કોહો અસલ કેરી કેટલી હતી?

જવાબ—તે મુજે સીલીકમાં છ હતી તેમાં મરદે પેહેલાં ચાર બાંધીને બાયડીએ બે; પણ જ્યારે બાયડીએ મરદમાંથી પડેલી ઉચઇલીધી ત્યારે બંનો પાસ ત્રણ ત્રણ થઇ પડી, એવી રીતનો એનો ખુલાસો છે.

૨—એક મોટું પક્ષીનું ટોળું આકાશ તરફ ઉડીને આવ્યું, ત્યાં વનમાં મોટું ફેલાયેલું વડનું ઝાડ હતું તે બધા પક્ષીને ગમ્યું; તે ઝાડપર એકેક પાંતરે એકેક પક્ષી બેઠું, પણ એમ બેસતાં ત્યાં એક પક્ષી વધ્યું એટલે બધા પક્ષીઓને તેની જગો કરવ ને ફીકર થઇ; ત્યારે ફરીને એકેક પાંતરાં પર બબે પક્ષી બેઠાં ત્યારે તો એક પાંતરું વધ્યું ત્યારે બોલો પક્ષી કેટલાં અને પાંતરાં કેટલાં તે ગણીને સીધો જવાબ દેઓ?

જવાબ—બ્યારી કહે એતો મેં જાણ્યું, હું તમને કાને કહી સંભળાવું તે સાંભળજો; એ પક્ષી તો ચાર છે અને પાંદડાં ત્રણ છે.

૩—એક રૂપવંતી સ્ત્રી નદીના કીનારા આગળ ગોખમાં બેઠી હતી, ત્યાં એકાએક પોતાનો મોતીનો હાર તુટયો; ને તેમાંનાં મોતી તે કીનારા ઉપર વેરાઇ ગયાં તે હારમાંના અડધાં મોતી જરા વારમાં પાણીમાં પડી ગયાં, અને ચોથા ભાગના સવાયાં અડધા કચરામાં જઇને પડયાં; તેમ છઠ્ઠા ભાગનાં લીલમાં ગબડીને પડી ગયાં. ત્યારે કહો બધાં મળીને એ મોતી કેટલાં હતા? તે બાઇના હાથમાં તો ફક્ત બેજ મોતી રહી ગયાં.

જવાબ—છઠે ભાગે ૧૬ ને અડધે ભાગે ૪૮, તેમ જેના ચોથા ભાગના સવાયા ૩૦ થાય, એટલે ૯૬ મોતી તે હારમાં હતાં.

૪—પક્ષીનાં ટોળાં બે ઊંચે આકાશમાં ઉડતાં આવ્યાં, તે બંને ચાંપાના એક વનમાં આવી પોહોચયાં. ત્યાં એક ટોળું બીજાને કેહેવા લાગ્યું કે જો તમારા-

માંથી એક પક્ષી અમારામાં આવે તો આપણે બંનો ટોળાનાં પક્ષી સરખાં થઈએ. તે વાત બધાને ગમે, ત્યારે તે બીજું ટોળું બોલ્યું. કે તમારામાંથી એક પક્ષી હમારામાં આવે તો હમો તમારાથી બમણાં થઈએ. ત્યારે દરેક ટોળામાં પક્ષી કેટલાં હતાં તે કહો?

જવાબ—એનો જવાબ દેવાને વીલમ શાનો? ગણિત શાસ્ત્રના આધાર પરથી પણ માલમ પડેછે કે એ વાત સાચી છે. પેહેલા ટોળામાં પાચ ને બીજામાં સાત એમ બધાં મળીને ૧૨ પક્ષી હતાં.

૫—બે દોસ્તદારો હતા તેમાં એક કહે કે હું રમવા જાઉં એટલે એક સવાશેર ખુશીથી લાવું ખાઉં; ત્યારે બીજાએ પોણો શેર લાધું, એટલે તેમા ત્રીજો દોસ્તદાર આવ્યો ને તેણે બરાબર હીસ્સે ખાધું, પછી તે ત્રીજાએ ખાધા બદલ ૨૦ પૈસા આપ્યા. હવે એ ૨૦ પૈસા બે જણાને વેહેંચી આપવા એનો અજબ સરખી વાત છે, તેને વાસ્તે સામળદાસ કવી એવું કહેછે કે સમજુ વીદ્વાન નર હશે તે એ વાતનો શોધ કરી ખરો જવાબ દેશે.

જવાબ—સેરના ૭૨ ટાંક પ્રમાણે સવા સેરવાળાના ૯૦ ને પોણો શેરવાળાના ૫૪, બધા મળીને ૧૪૪ ટાંક થયા; તેમાંની સરખે હીસ્સે દર એક જણે ૪૮ ટાંક ખાધા. હવે ત્રીજા સખસે ૪૮ ટાંક ખાધા તે બદલ તેણે ૨૦ પૈસા આપ્યા ત્યારે આઠમે ભાગે ૪૮ એટલે ૬ ટાંક પોણા શેર વાળાના ખાધા, કેમકે તેના ૫૪ હતા; ને બાકી એવા સાત ભાગ જેટલા એટલે ટાંક ૪૨ સવા શેર વાળામાંથી ખાધા, કેમકે તેના ૯૦ ટાંક હતા. ત્યારે ૨૦ પૈસાના આઠ ભાગ કરવા તેમાં સવા સેરવાળો ૭ ભાગના ૧૭॥ પૈસા લે, અને પોણે સેર વાળો એક ભાગના અડી પૈસા લે.

**પાઠ ૧૬૮ મો.**

સલામત (આ) કુશળ.

સુદ્રઢ (સં) સારા મજબુત બાંધાના.

*અંગબળ (સં) શરીરનું જોર; (અંગ—બળ)

**પાઠ ૧૬૯ મો.**

માલમીલકત (આ) માલ મતા; પૈશા ઉપજે એવી ચીજો.

સારાંશ=(સં) મતલબ

કબજો (આ) સ્વાધીનપણું

તવંગર (ફ) પૈશાવાળા.

પૈતરૂ=પેંઠ; મેહેનત મજુરી

સંપાદન (સં) મેળવવું.

ગલોલ (ફ.) નાની ગોળી એકુત લોકો કામડીમાં ઘાલી ફેંકેછે તે.

જન્મારો (સં. જીંદગાની.

**પાઠ ૧૭૦ મો.**

જરૂરીઆત (આ) જરૂર; અગત્ય

કણીઓ=દાણા વેચનાર; નેરતી.

માથાકુટ=કડાકુટ.

મુલ્યવાન (સં) કિમતી.

**પાઠ ૧૭૧ મો.**

મુકરર (આ) ઠેરવેલા

માહોરો (ફા) શીકકો.

બાપાશાઈ=વડોદરાઈઓ (વ.

ડોહગામાં પડનો)
મુઆમ્બગરો=પોળીગ્રી, (મું-
બાઇમાં પડનો)
હબ્બુ=અડીકો.
અધેલો=દોડ પઇ.
સુગમ=સેહેલ.
ગામીઓ=આસામીઓ.
ગીની (અં) સોનાની ગેની
(૨૧ વાલની.)
તોડો=રોકડનો બાંધેલો શી-
કકો; કોથળી.
બેંક નોટ (અં) નાણાંની પે
ઢીની ચીઠી.
ખાતરનીશા (આ.ફા.) ખા-
તરજમાં; ખાતરી.

પાઠ ૧૭૨ મો.

સંગ્રહ (સં) એકઠું કરેલું
તે; ભંડોળ.
પેઢી (હી) સરાફની મોટી
દુકાન.
ભાગ્યવાન (સં) નસીબવાન
નેસ્તી=સીધું સામાન વેચ-
નાર; મોદી.
ભંડોળ=થાપણ.
પેરવી (ફા) બાળ; તપાસ.
તાકો (આ) મોટો ગોખલો
ચીથરેહાલ=ફાટાં તુટાં લુગડાં
પેહેરનારો.
ઉમેરો=વધારો.
સેવિંગબેંક (અં) બચેલું
નાણું વીઆજે મુકવા-
ની પેઢી.

સામાદરફત=સાંગો મહાજન
ચોપડામાં ખાતું પાડી
આપે તે.
ગુમાસ્તી=વાણોતરી.
ખરચ ખુટણ (ફા) પરચુટણ
ખરચ.
આડત=મારફત; હસ્તક.
તીજોરી (અં) ખજાનો.
ફુંકારો=ગુજગારો.

પાઠ ૧૭૩ મો.

રાચ=વણવાનું ઓજાર.
કલ્પિત (સં) કલ્પનાથી કરે
લા; અટકળથી ઠોકેલા.
ઠેપાડું=એક જાતનું જાડું
લુગડું; બો
સ્પષ્ટ (સં) ખુલ્લું.

પાઠ ૧૭૪ મો.

એકદમ (હી) એકીવારે;
જથાબંધ.
સંજાપ (ફા) કોર; પોહોળી
ફરતી સુગજી.
નીતરતું=ધીમે ધીમે વેહેતું;
ચોખ્ખું.
ફાળકો=રેશમ, સુતર લપેટ-
વાની ઢુંકી પરતી.

પાઠ ૧૭૫ મો.

એકર (અં) ૪૮૪૦ ચોરસ
વાર; ચાર રૂડ.
ફરામત (આ) હીકમત.
પોરવ્યા=પોયા.
દરરોજ (ફા) હમેશ
આવૃત્તિ (સં) ફરીથી થવું
તે; (એકવાર થઇ રેહે કે
બીજી વાર થઇ રેહેકે ત્રી
જી વાર, એ પ્રમાણે ક-
રવું તે.)

પાઠ ૧૭૬ મો.

ગોડાણી=સંચાથી કતાયલું
ઝીણું સુતર.
લોઢવું=કપાસમાંથી કપાસી-
આ તથા રૂ જુદાં પાડવાં
ગરબો (ફા) કપાસ પીંજવાનો
નાનો રેંટીઓ.
તાંત=બકરાના આંતરડાની
રૂ પીંજવાની દોરી.

પાઠ ૧૭૭ મો.

રોજગાર (ફા) વેપાર.
ઉઘાડું=ખુલ્લું.
બીબા છાપ=બીબાથી છાપ-
વું તે; મુદ્રા છાપ-

પાઠ ૧૭૮ મો.

સમરીને=સુધારીને.
સુધારાવટ=સુધારો.
સંપત્તિ (સં) દોલત.
કમાશ (આ) પોત; ઘટવણ
ઉપણવું=ઝાડકવું; કચરો ક-
સ્તર કાહાડવો.

પાઠ ૧૭૯ મો.

જીભલડી=જીભ; જીભ્યા.
હરીગુણ (સં) પરમેશ્વરનુભ
જન—સ્મરણ.
બળતરી=બળાપો.
નવરાઇ=ફુરસદ.
અષ્ટરસ (સં) છરસ. (એટો

ખારો, કડવો, તીખો, મીઠો, તુરો.)
ઝગડો (હી) ટંટો
ઝુમે=ઘુમે; બાઝી પડે.
અંતકાળ (સં) મરવાનો વખત
ટોળી મંડળી.
સ્વજન (સં) પોતાનો માણસ—સગો વાલો.
સ્મરણ (સં) સમરણ.
રામ નામ (સં) રામનું નામ પરમેશ્વરનું ભજન; હરી કીરતન.
મુસ્તક (સં) માથું.
કુપ (સં) કુવા.
હરી ગયા=લઇ ગયા.
દીપક (સં) દીવા.
ઘેન=ખુમારી.
તરશે=પાર પડશે.

( કવિતાની સમજુતી. ) (૨૫)

હે જીભ્યા, ( જીભને માણસનું રૂપ આપીને કેહે છે.) તને પરમેશ્વરનું સ્મરણ કરતાં આટલું બધું આળસ કયાંથી ભરાઇ આવે છે, કશી વાતનો લવારો કરવા બેસે તો તને જરા વાર ફુરસદ મળતી નથી, અને તરત મોંમાંથી બોલી ઉઠે છે. માટે હે જીભ્યા તને પરમેશ્વરનું (૧) પારકાની ચાડી ચુગલી કરવી હોય તો તેમાં તું ખંતી રેહે છે. અને છ તરેહનો રસ ( ખાટો, ખારો, કડવો, તીખો, મીઠો, તુરો, ) તેનો સ્વાદ કાહાડવાને તું તૈયાર છે; તેમ કજીઆ કંકાસ કરવામા તું ઘણી ઘુમે છે, અને પરમેશ્વરનું ભજન કરતાં તને કંટાળો આવે છે માટે હે જીભ્યા. (૨) મરતી વખત વાહાલા કે તેજ વેરી થાય છે તે કોઇ કામ આવતું નથી, ઉલટાં તે તો તારી પાસે જે બધું હશે તે પોતાનો સગો જાણી લઇ લેશે, ત્યારે આંગળ ચોળીને રેહેશે માટે હે જીભ્યા. (૩) મરતી વખત થશે ત્યારે કેહેશે કે તલ લાવોને તુળશી લાવો, અને એને કાંઇ રામનું નામ સંભળાવો; પણ પેહેલા જ્યારે જીવતો ફરતો હતો ત્યારે તો માથું નમતું નહી ( જરા પણ ઇશ્વરને યાદ કરતો નહી, ) ત્યારે હવે પ્રભુનું નામ સંભળાવ્યાથી શું ફાયદો થાય ? માટે હે જીભ્યા. (૪) ઘરમાં આગ લાગ્યા પછી કુવો ખોદાવવા જાય તો એ કુવામાંથી પાણી કાહાડીને ત્યાર પછી આગ શી રીતે ઓલવાશે) ! તેમ જ્યારે ચોરો ઘરમાંથી માયાપુંજી લઇ ગયા તો હવે દીવા લાવી અજવાળુ કરેથી શું થશે, ( મતલબ કે મરતી વખત પ્રભુને યાદ કરેથી શું થવાનું ) ? માટે હે જીભ્યા. (૫) જીવ માયાના ઘેનમાં ઊંઘી રેહે છે પણ તું જાગીને તપાસી જો; જ્યારે ગળામાં ફાંશી પડી ( મરવાનો વખત થયો, ) ત્યારે રડવાને બેઠી તે કામનું શું ? માટે હે જીભ્યા. (૬) પરમેશ્વરનું સ્મરણ કરતા કંઇ પૈસા બેસતા નથી, ને એક બાલ પણ ખરતો નથી. ( મતલબ કે કંઇ મેહેનત પડતી નથી, ) અને આ સંસાર રૂપી રસ્તાનો ( ધર્મના માર્ગનો ) સેહેજ પાર આવતો નથી, પણ તે ભજન થકી પાર પડશે. માટે હે જીભ્યા તને પરમેશ્વરનું સ્મરણ કરતાં આટલું બધું આળસ કયાં ભરાઇ આવે છે. (૭)

સમાપ્ત.

# जाहेर खबर.

હું નીચે સાહી કરનાર નમ્રતાપુ-
વક ઝાહેર કરૂંછુ કે, આ ચોપડી તથા
બીજાં ઘણી જાતનાં પુસ્તકો મ્હારા ગ્રંથોદય
પ્રેસમાં છાપેલાં તથા મુંબાઈનાં છાપેલાં સંસકૃત,
હીંદુસ્તાની, ગુજરાતી, મરાઠી, ઈંગ્રેજી ડીક્ષનેરીઓ,
વૈષ્ણવ ધર્મની વારતાઓ તથા તરજુમાઓ, કાયદાઓ, વૈદ્ય-
કનાં તથા નાટકો, કીસ્સાઓ, જૈનધર્મનાં તથા સરકારી ગુજ-
રાતી તથા ઈંગ્રેજી વીગરે નિશાળોમાં ચાલતી ચોપડીઓ તથા
પેહેલી ચોપડીથી તે સાતમી ચોપડી સુધીના અર્થ. ઈતીહા-
સના પ્રસ્નોત્તર, વંસાવળીઓ વીગરે બીજી ઘણી જા-
તનાં પુસ્તકો સરસ છાપ ને સસ્તી કીમ્મતે મ-
ળસે. માટે સાંમટી લેવી હોય તેમણે પોસ્ટપે
ડ કાગળ લખી ખુલાસો કરવો. નાટપે
ડ કાગળ લેવામાં આવશે નહી.

સરનામુ.

હરગોવનદાસ હરજીવનદાસ. પુસ્તકવાળા.
મુ. અમદાવાદ.
બુકસેલર. મહાદેવ રાંમચંદ્ર જાગુષ્ટે.
મુ. અમદાવાદ.